# સુબોધ સાગર.

અથવા

## વડનગરા નાગર જ્ઞાતિ હિતોપદેશ.

( પ્રથમ ભાગ )

રચીને

પ્રસિદ્ધ કરનાર.

મજમુંદાર. જેઠાલાલ લાલાજી.

બીખશતક, રેલરૂદન અને પુત્રોત્સવ પોથી

વગેરેનો કર્ત્તા.

( મહુધાનો )

એક

વડનગરો નાગર ગૃહસ્થ.

નડીઆદ "ન્યુ" ગુજરાત પ્રેસ

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કિંમત. ૦-૮-૦

N
G

# અર્પણ પત્રિકા.

---

## શાર્દૂલ વિક્રીડિત વૃત.

સૃષ્ટીનાંજન સર્વનેજરૈંવધૂ, લાગી રહ્યોસ્વાર્થછે,
જ્ઞાતિનુંભલુન્હાયસ્વાર્થતજીને,એવું નકોઆજછે;
ઇચ્છેતો નુકશાનન્હાયકદૈંના, વેઠે જનોવીરલા;
વેઠયુંનાગરૈંન્યાતમાંરહિબહૂદુઃખોજવાજ્ઞાતિનાં.૧
ઉંચીપંક્તિવિષેવસીસુખલૈંધું,કીર્તિઘણીમેળવી;
જોવાન્હેમકુચાલનેભુડૈંદશા, રીતીબતાવી નવી;
સૂધારો કરતાંસુટેક ધરતાં, જ્ઞાતિ જનોજેનડયા;
વેઠયુંતેનુકશાનઆગળપડી,સાથીસુધારેઅડયા. ૨
જુઠીબોલૈંમધૂરતાનૈંનચહી, જૂઠાંવખાણેનહીં;
પામ્યાઆબરુસદગુણીજનથકી, હાકેમહીંદીથકી;
ધિક્કારીઅનૈંતિઅધર્મજુઠને,ચોખ્ખુંકિધુંઅંતર;
કીધુંરોજવખાણ શુદ્ધરુપનું, રાખીવિભુનોડર. ૩
શોધ્યુંધર્મનુંમૂળસ્થિરમનથી, સૂષ્ટીસુત્રારોતથા;
સ્તુતિપાત્ર હતા સહુસદગુણે, ભારે હતીસુજ્ઞતા;
એવાસ્વર્ગનિવાસિશુદ્ધમનના, ન્યાયી કૃપાસાગર;
ભોળાનાથજીનેનવીનરચિઆ,પોથીકરીઅર્પણુ ૪,

મહુધા તા. ૧-૫-૮૯
વૈશાખ સુદ ૫.

લિ૦
'આ-સે.
જેઠાલાલ લાલાજી
મજમુંદાર.

P.
P.

# સુબોધ સાગર.

## આ, શ્રમ કોને માટે લીધો?

### કવિત.

સુબોધ સાગર વડનગરાઓ માટે રચી,
વાંચવાને યોગ્ય નથી ગરજ વિના જનો;
લેવા દેવા નથી જેને ભલે ભલું ભુંડું થાય,
નથી નામ દેતો જેને લોભ નીજ લાભનો;
કરી શકે એમ છતાં કરતા નથી પ્રયાસ,
ધારે હું અ પ્રિય થાઉં રખે કેટલાકો;
મ્હોટાઇ જુઠી લેનાર વંશજોના વૈરીઓથી,
પોથી આઘરંઘું દૂર આદર ન તેમનો. ૧
(પણ) ઉદારછે જેનું મન જાણે છે સુધારો ધન્ય
કસાય એ શ્રમે તન જ્ઞાતિ અભિમાન છે,
જેમની છે દીર્ઘ દ્રષ્ટિ કરે ઉપકાર વૃષ્ટિ,
જ્ઞાતિનું ભલું થવાનું અંતરનું ભાન છે,
વંશજોની ખરી વ્હાર નવખાણુ દરકાર.
દુ:ખદાઇ ચાલ કાઢી સ્વાર્થમાં ન ધ્યાન છે;
સ્વતંત્ર વિચારના ન હાર્જે કહે હામ હોય,
લીધો શ્રમ વાંચવા વીરો ને જે જ્ઞાનછે. ૨

લિ૦ સે૦

જેઠાલાલ લાલાજી મજમુદાર.

# પ્રસ્તાવના.

એક છોડ જોરમાં ઉગી સારી પુષ્ટિ અને વૃદ્ધિ પામી સઘળી દિશાઓમાં ફેલાય તેને સારૂ શેની જરૂરછે એમ પુછીએ તો સામાન્ય રીતે કહી શકાયકે જેમ વૃદ્ધિ વગેરેનાં કારણોને ઉત્તેજન મળે; અને નાશનાં કારણો નિર્મૂળ થાય તેમ તેમાંથી સારૂ મ્હોટું વૃક્ષ થઇ આવી સ્વાદિષ્ટ ફળની પ્રાપ્તિ થાય. વૃદ્ધિ વગેરેનાં કારણો હાજર હોય પણ નાશનાં કારણો નાબુદ થાય નહીં ત્યાં સુધી જોઇએ એવું સારૂ પરિણામ આવવું મુશ્કેલછે. એ વાત ખરીકે વૃક્ષ સારી રીતે મૂળ ઘાલી મ્હોટું થઇ ફાલ્યું એટલે પછી તે પોતાની મેળે પોતાનો ખોરાક શોધી ટકાવ કરી રાખે; પણ જ્યાં તેનાં નાશનાં કારણો તેના થડમાંથી ઉત્પન્ન થવા પામ્યાં કે પછી તે ગમે તેટલુ સારી પેઠે વૃદ્ધિ પામી ટટાર રહ્યું હોય તો પણ મોડું કે વેહેલું તે જીર્ણતાને પામી પડવાનું અને નાશ પામવાનુંજ.

મનુષ્યકે મનુષ્યમંડળને ઉપરનો નિયમ લાગુ પાડી શકાય. એટલે તેમની વૃદ્ધિ કે આબાદાનીનાં કારણોને પુષ્ટિ મળે તેમ તેમનું મહત્વ અને પ્રતિષ્ટા બળવાન થાય. અને જેમ તેમાં ખલેલ કરનારાં કારણો ઉત્પન્ન થાય તેમ તે નિર્માલ્ય થઇ નિર્જીવ બની નાશને વશ થાયછે ને કીર્તિ ખોઇ ફજેતીને પાત્ર થાયછે.

અમુક મનુષ્યનીકે મનુષ્ય સમૂહની વૃદ્ધિ, તેમની વિદ્યા, બુદ્ધિ, સ્વાશ્રય અને સુગુણ ઉપર આધાર રાખેછે. એટલે જેમ તે અધિક તેમ તેમનું મહત્વ અને પ્રતિષ્ટા વધારે.

નાગરી નાત બધી નાતોમાં શ્રેષ્ટ પદ પામી તેનું કારણ એકે તે ઉપરની ચારે બાબતોમાં અગ્રેસર હતી. તે પોતાનું શ્રેષ્ટ પદ ઘણા વખત સુધી ટકાવી રહી. પણ અફસોસની

વાત છેકે હાલ તે પોતાનું મહત્વ ખોઇ બેઠીછે; કારણ જે કારણોથી તે શ્રેષ્ટ પદ પામી તે કારણો ધીમે ધીમે ઓછાં થવા લાગ્યાંછે એટલુંજ નહિ પણ ખરાબ રિવાજ, અને અ વિચારી રૂઢિઓ તેની શ્રેષ્ટતાને નાબૂદ કરનાર થઇ પડીછે. જે નાગરો વિદ્યા સંપાદન કરી રાજકીય બાબતોનો સારો અભ્યાસ કરી. ફુરસદની વખતે સદ્વિચાર અને વિદ્યા વિનોદમાં આનંદ માનતા. તે નાગરો, મરણનાં જમણ ગણુતા અને સીમંતની નાતોની સરસાઇ વખાણુતા, જન્મારો એળે ગુમાવેછે. જે નાગરો મ્હોટાં મ્હોટાં રાજ્યોની લગામો હાથમાં રાખી હુંશીઆરીથી રાજ કારભાર કરતા, તેમના ઉપર તેમની અજ્ઞાન સ્થિતિમાં આવી ગએલી સ્ત્રીઓ ધમધોકાર રાજ્ય ચલાવ્યાં જાયછે. તથા ધર્મ ભ્રષ્ટ થઇ ગયેલા બ્રાહ્મણો શાસ્ત્ર વિરૂદ્ધ રૂઢીઓનાં દબાણ દિન પ્રતિ દિન વધાર્યા જાયછે જે નાગરો દીર્ઘ દ્રષ્ટિથી જોઈ શકતાકે અમુક કારણોથી રાજ્ય ઉપર અમુક આફતો આવી પડશે અથવા રાજ્યમાં ગેરબંદોબસ્ત થશે. અને તે કારણો દૂર કરવા સફળ પ્રયત્નો કરતા, તે નાગરોની આંખ આગળ પોતેજ ઉત્પન્ન કરેલી ખરાબ રૂઢીઓરૂપી રજનાં વાદળાં ફરી વળ્યાંછે. જે નાગરોના વૈભવ ઇતિહાસોમાં વખણાતા તે નાગરો ઘરનો ઓરડો ઘરેણે મૂકી, તેરમામાં ઉપર ઘીનમુકેતો, નાક કપાયું સમજેછે. સર્વ નાતોમાં શ્રેષ્ટ એવા નાગરો આવી રીતે પાયમાલીમાં હાથે હાથે પેસે એ જોઇ તથા સાંભળી કીયા દાના નાગર ગૃહસ્થનું અંતઃકરણ ભેદાયા વગર રહે?

દુષ્ટ રિવાજોનાં માઠાં ફળ મેં ઘણી વખત જોયાંછે. અને તે જોઇ ખેદ પામી મારૂ મન ઘણું ઉશ્કેરાયુંછે જ્યારે રૂઢીઓના જુલમમાં મ્હારા નાતીલાઓનેજ સપડાયલા હું જોઉ-

છું ત્યારે તેથી થતી અસર મને મુગે મ્હોંયે બેસી રહેવા કરતાં કાંઇ વધારે પ્રયત્ન કરવા ઉશ્કેરેછે; અને જો મ્હારા જાત ભાઇઓ દુષ્ટ રિવાજો અને ભૂલ ભરેલી રુઢીઓમાંથી છુટવા કંઇ પણ પગલું નહીં ભરેતો ભવિષ્યમાં તેમની કેટલે દરજ્જે ખરાબી થશે એ વગેરે વિચાર મનમાં વારે વારે આવી. ઘોળાયા કરી. ઉભરાઇ જઇ, મને શોક સાગરમાં ડુબાવી દેછ, તેવિષે સમજુ નાગરોને યથામતિ સુચના કરવા મ્હને પ્રેરેછે. તેથી આ લઘુ કાવ્ય તેમની સેવામાં મુક્યુંછે તેનો સારો ઉપયોગ થઇ મ્હારી મિત્ર દાવે સ્વાભાવિક શુદ્ધ બુદ્ધિથી ઉત્પન્ન થયેલી સુચના પ્રમાણે વર્તવા સુજ્ઞ નાગરો મનપર લેશે એવી આશાછે.

આ લઘુ પુસ્તક સમસ્ત વડનગરા નાગર જ્ઞાતિને માટે કોઇપણ જાતના દ્વેષ વિના માત્ર ઉન્નતિ થવાને માટેજ રચવામાં આવ્યુંછે; એ આખા પુસ્તકમાંનો કોઇપણ વિષય ખાનગી લાભને અર્થેકે વાદ વિવાદ અથવા વિષ ઉત્પન્ન કરવાના વિચારે કીંવા સામાની મહત્તાનો તુચ્છકાર કરવાને દાખલ કરેલો અથવા રચેલો નથી, તેમજ તેમાં વિદ્વાનો અમી દૃષ્ટિથી જુએ અને કર્ત્તાના હેતૂ ઉપરજ અવલોકન કરી વિચારેતો કોઇની નિંદા પણ કીધેલી નથી; પરંતુ વૈદ્યની પેઠે વખતે રોગ મટવા સારૂ તુરૂં, કડવું. કે હરમું. અથવા ખાટું, ખારૂંકે તીખું. ઓસડતો ચાવીને અંતરમાં ઉતારવા સારૂ હાથમાં મુકેલુંછે. પછી મ્હારી યુવાવસ્થાને લીધે થતો વૈદ્ય જાણીને, કે પછી ડોળઘાલુ ઝોળીઓ ફેરવનાર, કે નકામી જાહેર ખબરો આપી મ્હોટાઇ મેળવવાની ઇચ્છા રાખનાર વૈદો જુઠા પડવાને લીધે. તેવો જાણીનેકે પછી રસ્તા ઉપર વેચાતાં મૂળિયાં અને માત્રાઓ તથા

ચૂર્ણના અણુભરૂં સાથીજ મ્હને અને મ્હારા ઓસડને હસી કાઢે તો ભલે પણ હું ધારૂં છું કે કદી ન લીધેલી એવી ભારે કીંમતની માત્રા, અને બીજી અજાણી દવા લેવા કરતાં વિશ્વાસ પડતુ આપણું ઘરનું ગામઠી ઓસડ અનુભવી કદર દાન ગૃહસ્થો અને બ્રાહ્મણો અજમાવી જોશેતો આજ રોગના હવે પછીને માટે કરવામા આવનાર ઉપાય ઉપર પણ તેમનો વિશ્વાસ બેસશે. જેથી એકપછી એક સુખી થતાં આખી નાગરી નાત અસલ સ્થીતિએ આવી પ્હોચશે.

ઘણા દિવસનો જામેલો રોગ એકજ વખત અને એકજ જાતના ઓસડથી જેમ મટતો નથી તેમ આ નાગરી નાતનો રૂઢી ક્ષાઈનો રોગ પણ એકે વખતે, ઓસડ બદલ્યા વિના, હઠે એમ નથી તોપણ પથ્ય આવેછે કે નહીં એ જણાઇ ખાત્રી થવાને માટે વધારે ઔશધીઓ ભેગી નકરતાં (વધારે વિષયો દાખલ નકરતાં) માત્ર થોડું થોડું મિશ્ર કરી અજમાવી જોવા આ પહેલો ઉપચાર ચાલુ કીધોછે અને બાકીની વનસ્પતી (બીજા વિષય અને તેમાંની કવિતા) કંટાળો નઆવે માટે. તેમજ ગુણ જણાયછે કે નહીં તે જોવા ઉપર, તેમજ પરિક્ષકોની પરિક્ષા થવા ઉપર વગેરેને માટે સંગ્રહ કરી તયાર રાખીછે તે જરૂર પડયે જ્ઞાતિ સમક્ષ અજમાવવામાં આવશે.

નાગર ગૃહસ્થો અને પુજ્ય બ્રાહ્મણો હમેશથી અને હમેશને માટે અરસ પરસ જોડાયલાછે. એટલુંજ નહીં પણ બન્ને એક બીજાના સુખ દુઃખના ભાગદારછે તેને લીધેજ, તેમજ તેઓની સાથે ભિન્નભાવ નહોવાથી તેમની પણ ઉન્નતિ થવાને અર્થે. અને આશા એજ, ગૃહસ્થોની ખામીઓ સાથે તેઓની પણ બતાવેલીછે, તેથી સ્વાર્થ વિના, અને કહ્યાની રીસ રાખ્યા વિના તેમજ વગર વિચાર્યું ભલતું બોલ્યા વિના તેઓ વિવેકથી પોતાની ફરજો, થતી જતી ફાર ફેરી, અને ખામીનો વિચાર કરશે તો ગ્રંથની ગુંથણી તેમને પણ હવે પછી

એક બીજાના અંગીભુત અને પ્રિય થવાને ઉપયોગી થઈ પડશે.

આ લઘુ પદ્ય પુસ્તક ચરોતર બાર ગામની વડનગરી નાગર જ્ઞાતિના હિતાર્થેજ નહીં, પણ કાઠીઆવાડ, (ભાવનગર અને જુનાગઢ વગેરે) અમદાવાદ. અને સુરત વગેરે ઠેકાણા ના વતની નાગર ગૃહસ્થ અને બ્રાહ્મણ એ સઘળાના હિતાર્થે રચીને પ્રસિદ્ધ કીધું છે; અને એમાંના વિષયો સર્વને જેટલે અંશે–તેઓની ઉન્નતિને માટે ઉપયોગી હોય. તેનો પુર્ણ અને ગંભીર પણે તેઓ વિચાર કરશેતો મ્હારો શ્રમ ઘણે દરજ્જે પાર પાડયો એમ કહેવાશે.

ઉપર કહેલાં બીજાં ગામો કરતાં, ચરોતર બાર ગામમાં રૂઢીક્ષાઇનો રોગ વધારે જામ્યોછે. માટે કેટલાક વિષયોમાં તેનેમાટે ખુલ્લુ જણાતુ વિવેચન કરવું પડયું છે. આ પુસ્તક પ્રકટ કરતા પહેલાં મારો વિચાર ભાવનગર. અને જુનાગઢ વગેરેના કાઠીઆવાડી નાગરોની રૂઢી અને રિવાજ જોવા. તેમજ અમદાવાદ અને સુરત આદી સ્થળો. જ્યાં નાગર જ્ઞાતિ વસેછે ત્યાંની રીતભાત જોવા. અને જોઇને ખામીઓ વર્ણવી સુધારો થવાની સુચના કરવાનો હતો પરંતુ અવકાશન મળવાથી. તેમજ આ "સુબોધસાગર" માંની થોડી કવિતા પેટલાદ. કાલોલ, મહુધા અને વડોદરા વગેરે ઠેકાણાના નાગર ગૃહસ્થોના સાંભળવામાં આવ્યે, રસીક લાગ્યાથી તે આખું પુસ્તક વગર ઢીલે વેળાસર બહાર પડેલુ જોવાના તેમની તેમજ મારા સ્નેહિયોની જીજ્ઞાસા અને સુચનાને લીધે ચરોતર સીવાયનાં બીજાં ગામોની આ વિનાની વિશેષ ખામીઓનું વિવેચન થઇ શકયું નથી તેમજ તેમની વિવાહ મળ્યાથી લગ્ન થતાસુધીની રીતભાત (જેમાં માં જોણું અને પલ્લું કેટલુંછે તેમજ તેની વ્યવસ્થા કેવી થાયછે તેમજ ગોર દક્ષણા કેટલી અને કેવે પ્રકારે અપાયછે તથા બીજા બ્રાહ્મણોના અબાબ કેટલાછે એ વગેરેનો સમાવેશ થાયછેતે) વર્ણવાઇ નથી; પરંતુ હવે પછીનો બીજો ભાગ પ્રસિદ્ધ થતા પેહેલાં ઉપરનાં સ્થળોએ જઇ ત્યાંની ખામીઓ જોઇ ચરોતરની રહેલી ખામીઓ સાથે સર્વનું

યથા મતિ વિવેચન કરીશ.

આ પુસ્તક જે અર્થે લખાયુંછે તે અર્થ, મારા નાગર ભાઇઓના અંતઃકરણમાં ઠસાવવાને, તે કોઇ વિદ્વાન અને અનુભવી પુખ્ત ઉમરના નાગરની કલમથી લખાયું હોત તો સંદેહ વિના ઝડપથી પાર પડત; પરંતુ અદ્યાપિ સુધી તેવા કોઇ વિદ્વાને જ્ઞાતિની ઉન્નતિ થવાને શ્રમ નહીં લીધાથી. અને મારા હૃદયમાં ઘણા દિવસથી એવિષય ઘર ઘાલી બેઠેલો હોવાથી, હું વિદ્વાન નહીં છતાં પણ યાહોમ કરી વિદ્વાનોની હજુર આ પુસ્તક મુકવાની મેં હિંમત ધરી છે અને હજીપણ આશાછેકે જેકોઇ નાગર વિદ્વાન આ ઉપયોગી બાબત હાથમાં ધરીને પોતાની કલમ કસશેતો મારા શ્રમને મોટી ઓથ મળશે.

ટુંકામાં સમસ્ત વડનગરા નાગર જ્ઞાતિને મારી એજ વિનંતી છેકે આ "સુબોધસગર" (પ્રથમ ભાગ)માં થયેલી ભૂલોની મારી આપો માત્ર સારજ ગ્રહણ કરશો. આટલું કરીને આપ હવે પછીને માટે બીજો ભાગ જોવાની રૂચિ જણાવશો અને તેસાથે પ્રથમ ભાગમાં રહેલી ખામી બીજા ભાગમાં સુધારી લેવા અથવા વધારો કરવાની આજ્ઞા કરશો તો તે માથે ચઢાવી મ્હારી આ સર્વ સેવા ફળ્યે હું મને કૃતાર્થ થયો માનીશ.

આવી જાતનું એક પુસ્તક જ્ઞાતિ કલ્યાણાર્થે રચવાની પ્રથમ સુચના ગને મારા સ્નેહી રા. સા. વરજરાય સંતોકરાય દેસાઇ (કાલોલના) એ કરેલી જે સુચનાથી મારા ઉભરાને આશ્રય મળ્યોછે, તેથી તેમનો તથા, પુસ્તક રચાયા પછી તેમાં ઘટતો ફારફેર કરવા મે. રા. બા. નરસિંહરાવ ભોળાનાથને મોકલવામાં આવતાં તે સુજ્ઞ ગૃહસ્થે પોતાનો અમુલ્ય વખત કીંમતી સલાહ આપવામાં રોકી શ્રમ લીધેલો તેથી એ બન્ને સદ્‌ગૃહસ્થોનો આ પ્રસંગે આભાર માનવાની તક હું જવા દેતો નથી.

મહુધા તા' ૧-૫-૮૯ વૈશાખ સુદી ૫ રવિવાર

લિ. સે.
જેઠાલાલ લાલાજી મજમુંદાર

# સુબોધ સાગર.

## અનુક્રમણિકા.

# સુબોધ સાગર.

## ઇષ્ટદેવની આરાધના

### પદ.

"ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે"—એ રાગ.

ઇષ્ટ દેવા હરહાટક ચઢો વ્હારે,
સેવક નાગર જાણી, કૃપા અંતરમાં આણી;
પડતી વેળા પ્રમાણી હાનિ ભારે ભારે—ચઢો-ઇષ્ટ ટેક.
થઇ અવધિ પ્રજા આપની પિડાય,
તાત ગાજે શિર કેમ આમ થાય ?
શરમ ઇષ્ટને જો બિરદ કદી જાય,
જ્ઞાતિ હમણાં વિણ હામ, નવ વિરામ, વિનાદામ, કરે કામ,
મુકી ઠામ, આદિ ભામ, નવલગામ, સુખનું નામ,
અષ્ટ જામ, દુખી તમામ, છે કુધારે, ધારે—ચઢો-ઇષ્ટ૦ ૧
કેમ થાય પ્રથમ જે વીના કમાણી ?
કહો નાથ ક્યાં સંતાઇ કલમ કાંણી ?
સંપ શૂર અમલ ક્યાં ન કેમ પાણી ?
કેમ હમણાં કરે ખાર, ન ઉપકાર, પુરૂષનાર, નહીં વિચાર,
કરજદાર, ગણે બ્હાર, જેમ ગમાર, ન રહીઆર, પડયોમાર,
નિરાધાર, થયા હારે, હારે— ચઢો-ઇષ્ટ૦ ૨
રૂઠયા દેવ હાટકેશ્વર ના છાજે,
છોરૂ વાંક કરે માત તાત લાજે;

કર વિધટે નજર મીઠી ગરિબ નિવાજે,
કિવા વાંક ન જોવાય, કૃપાથાય, તોજાય, ચાલે પાય,
કઇ કમાય, દુખ સુકાય, અહિ ફરાય, અનીતિ જાય,
રહે ન્યાય, કરો સ્હાય, ભીડ જ્યારે જ્યારે—ચઢો-ધ્રુ૦ ૩
કીધી જે કૃપા નરસિંહસારૂ પ્હેલી,
કીધી સ્હાય નિજ જાણિ થયા બેલી;
કિધું અમર નામ હસ્ત શિરે મેલી,
કૃપાએ કરો કૃપાલ, આણિ વ્હાલ, જાણિ બાલ, જોઇ હાલ,
આ કુચાલ, ગયો તાલ, [1]નવોપાલ, નહીં માલ,
આપ ઢાલ, કરો ન્યાલ, જ્ઞાતિ હારે હારે—ચઢો-ધ્રુ૦ ૪
થયો કોપ તેથી વડનગર વેરાયું,
જુથ આમ તેમ નાઠું જેમ ફાવ્યું;
માફિ આપ કાંઇ વતનથી વસાવ્યું,
કિધી સર્વની બરદાશ, નવકચ્યાશ, આસપાસ, જે નિરાશ,
પુરીઆશ, તનુજખાસ, હવે [2]પાશ, કરો નાશ,
નરે' [3]કાશ, સુખ વિલાસ, ઘોનિ વારે [4]વારે—ચઢો-ધ્રુ૦ ૫
હોય નાસ્તિક કે અન્યને ઉપાસે,
પ્રથમ ધર્મ જે આચાર તે ન ભાસે;
તોય માર શોન પાળો બાળ પાસે,
જુઓસમય મહારાજ, ગરિબનિવાજ, શીરતાજ, દિધુઅનાજ,
સુખસાજ, ડુબતુ ઝાઝ, તારો આજ, જાણિ દાઝ,
કરી કાજ, રાખો લાજ, જતી ભારે ભારે—ચઢો-ધ્રુ૦ ૬
પ્રથમ હતિ કમાણી ખર્ચ નીતિવાળું

---

૧ હાલના જુવાનીયા. ૨ બંધન. ૩ અળખામણું=મ-નથી ઉતરેલું. ( મતલબ ખરાબ રૂઢી જે કાશ રૂપ થઇ પ-ડી છે તે ) ૪ હરઘડી=હમેશાં

આજ લક્ષ્મી ઘટીને અનીતિ ભાળું;
વતન વેચિ રાત્રિ [1]વાળુ થયા [2]સાળુ,
ખોદી નિજ કરે ખાણુ, નહિં જાણુ, લિધુ લ્હાણુ. ખેંચતાણુ,
ઘરે ધ્હાણુ, ઘટયું વખાણુ, થઇ હાણુ, ગયુ [3]એધાણુ,
અસ્તભાણુ, વાગ્યું બાણુ,કરજ જ્યારે જ્યારે—ચઢો-ઇષ્ટ૦ ૭
થઇ આપ કૃપા નાગર સુખ સારૂં,
થઇ પ્રેરણા હું ગુંથું ગ્રંથ ચારૂ;
મ્હેર ઇષ્ટ કરો થાય ધાર્યું મ્હારૂં,
જેઠમ મ્હારું પ્રેમપાન, દિયોજ્ઞાન, તજું ન ભાન, તેમ સાન,
સર્વ કાન, સુણે ગાન, રાખિ ધ્યાન, શમે તોફાન,
ફરે [4]સુકાન, એ નિદાન, વિનતિ વારે વારે—ચઢો-ઇષ્ટ૦ ૮

## સરસ્વતીની કૃપા માગવા વિષે.

### ( લાવણી )

"ગફલત ટોટા બડા દિવાના"——એ રાગ.
સેવક નાગર પર કરુણા બ્રહ્મ તનયા ઝાઝી કરો કરોજી. ટેક૦
ધર્મ સાચવ્યો તમે તમારો,
કર્યો નાગરે તેમ સુધારો;
કરતા સેવા રૂડા વિચારો,
આજ ધર્મથી ભ્રષ્ટ થયા, નવ ડરે, કહેતાં ડરો ડરો—સે૦ ૧
ડરે નહીં નાસ્તિક પણ ઝાઝા,
ગઇ કમાણી રહી ન માઝા,

---

૧ એક નાત જમાડવી તે રાતનું વાળુ છે. ૨ કીંમતી લુગડાં. ૩ મ્હોટી 'એધાણી=યાદગીરી જે કલમની તે જવા બેઠી. ૪ ડુબતા વહાણનો સુકાન ફરે તો વહેલું કે મોડું પણ સહી સલામત પાછું આવે.

ડુલ્યા કરજે રહ્યા ન તાજા,
કર્યું નડયું ને નડે કુચાલે, નારિ તેમ છે નરો નરો—સે૦ ૨
ભૂલ્યા તમને નાગર દેવી,
અભણ ફરે જેની ખુશી જેવી;
થાય રીત [૧]કર્મોની કેવી,
વધ્યોગર્વધનવિના,કુસંપે,બોધસુણ્યોનવખરોખરો—સે૦ ૩
ભાગિ વસ્તી થઈ છે બેહાલી,
કલમ ઘિસાઈ પરઘર ચાલી;
શૂર ચપળતા દીસે ખાલી,
ઇષ્ટકોપવિણ હોય ન આવું, ખુટયોસુખનોઝરોઝરો—સે૦ ૪
માત પુત્રનો ધર્મ વિચારો,
વાંક હોય બહુ કદી અમારો;
કોપ તજી ઉલટાં ઉગારો,
આજગુન્હાજેદીસેમાફિદ્યો,શુભમતિઉરમાંભરોભરો—સે૦ ૫
મિઠી નજર વિણ તો નહિં ચાલે,
કોણ હાથ ડુબતાનો ઝાલે;
સ્થિતિ સુધારો કર ગ્રહી વ્હાલે,
નીતિ પાળવા કરો પ્રેરણા, પાછળ કુમકે ફરો ફરો—સે૦ ૬
નિબંધ શુભ જ્ઞાતિમાં કરાવો,
સુજ્ઞ પાસે હિતનું ઉચરાવો;
નથી કોઈ પર આવો દાવો.
ઉઠયા નરોશુભઆશ્રયમાગી, આપો માગ્યાંવરોવરો—સે૦ ૭
સેવક એક સુધારે રાજી,
રચે ગ્રંથ કરિ કવિતા તાજી;

---

૧ બ્રાહ્મણનું નિત્ય કર્મ અથવા બીજી ધર્મ સંબંધી ક્રીયાની તો હવે વાતજ શી?

મદદ આપની માગે માજી,
વડનગરો નાગર વિનવે છે.સુધારવા સહુ ધરોધરો—સે૦ ૮
કૃપા આપની ગ્રંથા ધારે,
ક્રરે રીત સહુ રહે સુધારે;
શ્રમ કીધો છે એહ વિચારે,
સફળ કરો શ્રમદીન દાસનો.વિઘ્ન આવતાં હરોહરો—સે૦ ૯
યશ લોભી જ્ઞાતિ અભિમાની,
સ્તુતિ કરે નર્મીને માતાની;
ભાવ હ્રદય પણ નવ કઇ જ્ઞાની,
બીરદ સાચવીજેઠમવિનતિ,દયાળુદિલમાંધરોધરો—સે૦ ૧૦

# સુબોધ સાગર.

## પુસ્તક પ્રયોજન

( લાવણી )

"કાસીપુરિકી અતિ સુંદર શોભા"——એ રાગ.

સુબોધ સાગર આરતનાગર નાગર તરવાને,
નવો ગ્રંથ રચિ આજ દિને અર્પ્યો વડનગરાને—ટેક૦
બનાવનારો વડનગરો છે, ખાસ તેથિ કે'છે,
ખટ નાગર જ્ઞાતિને ખપનો, સુખ સહુને દે છે;
જ્ઞાતિ સુધારો દાખલ કીધો, ખપનું સર્વે છે,
વળવા વેળા આશ્રમ લીધો, તે દુખ હરતા છે;
સુખી થાય નાગરો સુધારે શિક્ષા કઇ માને—નવો૦ ૧
નાગર જ્ઞાતિ બહુ પૂંકાતિ, ગવાતી ગુણ ગીરા,
એજ નાગરો હાલ જુઓની, પડી ગયા ધીરા;
કલમ બરછીનું બળ નાઠું ક્યાં, ઢંકાયા હીરા,

સંપ શૂર હુન્નર હીંમત ક્યાં, તેજ ગયું વીરા;
શ્રીમંતાઈ સામટી ખસી ગઇ, યોગ્ય ન કે'વાને—નવો૦ ૨
આવક ઘટિને ઘટિ વળિ વિદ્યા, વધી ગયા ધારા,
કરાવરાથી કરજ થયું બહુ, પેઠા કર ન્યારા;
ચલણ ઘટયું આડી થઇ નારી, ડોળ કરે દારા,
ભાર ભરાયો ગજા ઉપરનો, પડયા પુડે [1]મારા;
લક્ષપતિની ગતિ ન ચાલે, બોલેતો [2]બાને—નવો૦ ૩
હાલ થયા આજુ ને વિચારે, કઇ ઘેલાં ઘરમાં,
પૂર્વજનું કીધું ગણિ ખ્યારૂં, ભલાં થયાં નરમાં;
હાથ વિના ભરિબાથ આભને,હાંસી થઇ પરમાં,
અણધાર્યોઆસમય આવિયો,ભાગતિ નાગરમાં;
વહી ગયું સુખ સ્વમાંવત સહુ, આપદ મ્હોટાને—નવો૦ ૪
બાળ લગ્ન આદિ કુધારે, થઇ છે ખુવારી,
[3]મ્હોટા તે વિણ ગરજુ બેઠા, જોયું ન વિચારી;
ઉદ્યમ તો અધ મુઓ બિચારો,આળસ નીવારી
ઘરો ઘલાયાં એ આળસમાં, ન ન્યાતને તારી;
દાબ પડે તે દુશ્મન દમતા, ખુશી ખાન પાને—નવો૦ ૫
દુઃખ જોઇ વળિ પડતી દેખી, મુજ દિલ દુખાતુ;
થતા વિચારો ઘણા દિવસથી, લોહિ થયું તાતુ;
હું દાનનો શો ઉપાય ચાલે, કર્યું હતું *જાતું,
તક આવી અણધારી રીઝી, સરસ્વતી માતું;
પાડ માનિ તક દેનારાનો, કિધો ગ્રંથ બ્હાને—નવો૦ ૬

૧ નવા નવા કર પેસતા ગયા તે રૂપી મારા=મારી નાં ખવાના વિચારે પાછળ લાગેલા હોય તે શું. ૨ તોબાપોકારે. ૩ મ્હોટા માણસ=પૈસાવાળા છે તે ગરજ વિનાના થઇને બેઠા છે. * જતું કરેલું=મનથી વાત ખશેડેલી

શિક્ષા આ નાગર સજ્જનને, સાંભળવા દીધી,
સમજીને કંઇ કરે સુધારો, કૃતિ સમજી કીધી;
આગેવાનો વાત ઉપાડે, રીત થાય સીધી,
એજ વિચારે પુસ્તક કીધું, જે સુખનો નિધિ;
ઉભરા આ સહુ એક દિવસના, જ્ઞાતિ અભિમાને—નવો૦ ૭
સાર સર્વને છે ઉપયોગી, પુસ્તક જો પાસે,
હાટકેશ જો મનમાં વસશે, કંઇ સવળું થાશે;
સરસ્વતીની કૃપા થશે કંઇ, માસે ખટ માસે,
થશે સુધારો દુઃખ કપાશે, પર શું ઉલ્લાસે;
એ બાબત જેહમનો શ્રમ છે, શિક્ષા સહુ પાને—નવો૦ ૮



## સાગર ન્હાવા નાગરને વિનંતિ.

### પદ.

"કામણ દીસે છે અલબેલા"——એ રાગ.

આજે સુબોધસાગર ન્હાવા, હીંડો નાગરોરે,
છે મહિમા ખરોરે—આ૦ ટેક.
ચાલોને વડનગરી જ્ઞાતિ, [1]પાંચ બિજી થાશે પંકાતી;
ચલવો સર્વે છાતી, સત્વરતા કરોરે——આ૦ ૧
ન્હાશો નહિ સાગર ધુધવાટે, કરશો નહિ લેશે ઉચ્ચાટે;
પવિત્ર થાવા માટે, સહુ જઇ ઠરોરે——આ૦ ૨
સાગરનું ખારૂં જળ જાણી, જાણી મ્હોટાં જળચર પ્રાણી;
પાછા ફરવા વાણિ ઉચ્ચારો ના નરોરે——આ૦ ૩
છે જળનો મહિમા બહુ સારો, તરશે કદિ નહિં હોયે તારો;

* જતું કરેલું=મનમાંથી વાત કાઢી નાંખેલી. ૧ બીજા નાગરો પણ પંકાતા થશે.

નથી સ્વાદ કંઇ ખારો, સુખેથી તરોરે——આ૦ ૪
જળ પીને જળ પ્રાણી રે' છે, નડશે એવું કોણ કહે છે ?
અમથાં દેખા દે છે. કદિયે ના ડરોરે——આ૦ ૫
ભવિષ્ય છે સાગરમાં ભરિયું, જડશે જેણે સ્નાનજ કરિયું;
તો મંડળ છે તરિયું. નથિ એમાં [1]ધરોરે——આ૦ ૬
રત્ન સર્વે નાગર જન રળશે, ખપનું સર્વ તેનું મળશે;
બીડ પડી તે ટળશે, નહિં ભાગે ઘરોરે——આ૦ ૭
અણ સમજુરે' શે ઉદાસી, સાકર ખાય ન વિષ વિલાસી;
કરે કદર વિણુ હાંસિ કરારે તે કરોરે——આ૦ ૮
હિત નહિં તેને અવળું લાગે. વળ મન ધાર્યું કરવા માગે;
માણસ દુસ્મન લાગે, અટકાવે વરોરે——આ૦ ૯
સુધા નીકળશે સાગરમાંથી, સુખ પડશે સાથે પીધાથી;
ડરો ન રાહુ[2]નાથી, ભુંડાનો મરોરે——આ૦ ૧૦
દુષ્ટ [3]દુષ્ટનો ભાવ ભજવશે, બ્હીસો નહિં પ્હેલું તો ગજવશે;
કમર બાંધ શો નમશે, થશે પાંશરોરે——આ૦ ૧૧
નાહિ શુદ્ધ થાજો મુજ વીરા, મેલ મસળજો થઇને ધીરા;
સમજાવે મુજ ગિરા, હેતે [4]આદરોરે——આ૦ ૧૨
માફિ માગુ મુજ જ્ઞાતિસારૂ, માફ કરો કહ્યું પડે [5]અકારૂં;
ઉભરાયું મન મ્હારૂં, નિરખીને મરોરે——આ૦ ૧૩
જેઠમ સહુ શી પેર વિચારૂં, કમી ખર્ચ વિણ જડે ન બારૂં;
સુબોધક થવા ધારૂં, સુણજો સ્ત્રી નરોરે——આ૦ ૧૪

---

૧ એમાં ડુબવાનો ખાડો નથી પણ તરવાનું છે. ૨ સુધારાને અટકાવનાર=સામો આવનાર તે રાહુથી ડરશોમાં. ૩ એકવારતો આડે આવીને હરકત કરશે. ૪ આદરી બેસો= સુધારો શરૂ કરો. ૫ રસ વિનાનું=અણગમતું.

# ઉંઘમાંથી જાગવા વિષે.



પદ.

( રાગ–ધીરાના )

પદનો.

જાગોને આંખ ઉઘાડીરે, એવિ તે ઊંઘ શી ભાઇ ?
ગુંચાયા આવી આડાંરે, શકશે કેમ ચલાઇ——ટેક૦
જાગી જુઓ નથી કામ કલમનું, પ્હેલો કરો હોંકાર,
સુખ દુખ ઊંઘમાં જાણુશો શાનું, શાનો નયનપર ભાર;
કાંઇતો વિચારોરે, સૂતે રહેશો પસ્તાઇ——જા૦ ૧
કુંભકરણ પણ ચેત્યો છ માસે, તમથી ભલો તે રાય,
ઊંઘ તમારી એ થકી ભુંડી, જાગો જાગો તો જરાય;
વાદળ વીખેરોરે, દુઃખની ઘડી ગણાઇ——જા૦ ૨
જન્મ દુખી તે શાને રહોછો, બાળકને પણ દુઃખ.
ઉત્તમ વર્ણની આખર આણી, હાથેજ કર્યું સુખ;
સુખનો ઉઘારોરે, ચતુર થઇ ખણી ખાઇ——જા૦ ૩
અર્થ ગયો ક્યાં નામનો વીરા, આવી વખત કેમ હાય !
બુદ્ધિ વિના કેમ છેક બન્યાછો, રોકો નહિં તો સુખ જાય;
રેશો આંખ ચોળીરે. બેસશે સહુ ઘર બાઇ——જા૦ ૪
પૂર્વજનું સહુ પેદા કરેલું, ખોયું કમાણી ન કીધ,
પોગળ દીઠું ન પ્હોચતા સુધી. અવળિ મતિએ ગઇ રિદ્ધ;
તુટશે તાણ્યાથીરે, સુખની વેલ સુકાઇ——જા૦ ૫
નોબત તો લેણદાર વગાડે, આળસ નવ મરડાય,
ઘેન અજ્ઞાનનું આંખમાં આવ્યું, ભાગ્યા વતનથી પાય;

હાલ તે પ્હોચ્યા આરે, પડતી બધે ગવાઇ——જા૦ ૬
નાગરકો' હવે કોણ કહેશે? સુખનું તો નથી ભાન,
સુધુ તજીને ઉંધું કરોછો, હવે નહીં નભે માન;
જેઠમ ચેતાવેરે, પાસે રાખવી હોય પાઇ——જા૦ ૭

---

# સુધારો શાને કહેવો.

## પ૬.

### રાગ-ભૈરવ.

નીપજે વિશેષ સુખનામ તે સુધારો;
સમય તે મરીત ફરે, એવું થાય યારો;
સમયને અનુ સરાય, સાર સુખ ધારો——ની૦ ૧
ન્યાત ને વ્યવહાર રીતિ, સર્વ એ કુટારો;
લક્ષ એ શું રાખવાથિ, જાય અન્ય ન્હારો;
લક્ષ્મી કીર્તિ જ્ઞાનને, શિપેર પાસ ઠારો——ની૦ ૨
ઉંધિ જુનિ રીત ખુવારીતણી વિચારો;
બંધનો થિ મુક્ત થાવ, તોજ સુખ વારો;
[1]પૂર્વજનું કીધું શ્રેષ્ટ, એન બોલ સારો——ની૦ ૩
વખત જોય તેમ શોધ થાય આજ ન્યારો;
નવીનરે' વિચાર જાય, તેથી ભીડ ભારો;
એક થાય શું વિચાર, વૃદ્ધનો તમારો——ની૦ ૪

---

૧ કેટલાક માણુસો એમ કહે છે કે શું ઘરડા ગાંડા હતા, અથવા તો તેમણે શું વગર વિચાર્યે ધારા બાંધ્યા હશે? આ કહેવું સમય નો ફેરફાર જોતાં યોગ્ય નથી. જે વખતે જે ઉપયોગી થઇ પડે તેજ વાત ગ્રહણ કરવી એ સારૂં છે.

આ વિચાર હોતજો, ઇંગ્રેજને નઠારો;
શોધી કાઢિ ગાડી હોત, અન્ય હુનર તારો;
વળગિ રે'વુ ભુંડુ એ, ગણાય છે કુધારો——ની૦ ૫
નિયમ હોય તોય સ્થિતિથી કરો વિદારો;
હોય ડાહ્યું કામ ભલે, આજ શું ઉચારો;
[1]સુજ્ઞ આજ તેજ, બેસો જે હશે સુનારો——ની૦ ૬
વિદ્વતાનું કામ આજ, જેથિ નાજ હારો;
ઉપયોગિ ખરચ ભલું, અન્યને વિસારો;
ખર્ચમાં ખુશી ઘટીત, દાબતો અકારો——ની૦ ૭
બાળ લગ્ન જાય; જ્ઞાન થાય ને [2]ઉગારો;
દેવું જાય લુંટિ લે ન લક્ષ્મી લેણદારો;
ખ્યાતિનો જડે સુપંથ, એજ બોધ મ્હારો——ની૦ ૮

---

## સુધારા સામી આડ વિષે.

### પદ—રાગ—ધીરાના પદનો.

ચાલુ છે જે સુધારોરે, વૈર તે પર શાને કરો?
સુખમાં થાઓ સામારે, રોકો વખત શાને ખરો? ટેક૦
[3]ખાવું નથી ને ખાધું ન ગોઠે, ખારીલાની ટેવ,
આગળ તો નથી લેશ પડાતું; રહયા હું જાણું દેવ;
આવી અદેખાઇરે, કહોને તમે કેમ ઠરો——ચા૦ ૧

---

૧ આ વખતમાં જે આગળનો વિચાર કરીને ચાલનાર હશે તેજ ડાહ્યા જાણવો. ૨ કરકસર થાય. ૩ ખાવું નથી ને ખાવા દેવું પણ નથી=ગરજ વિના કે અપવાદને લીધે સુધારો કરવો નથી ને કરવા દેવો પણ નથી.

પ્હેલું વિચારો ઘર પોતાનું, શીદ વિચારો વખાણ,
હિત હશે તે વાહજ કે'શે, એમાં આખર શું લ્હાણ;
ફુલણજી ફુલ્યારે, વણિક લઈ લેશે ઘરો——ચા૦ ૨
હાલ વખાણે કેમ ફુલાએ, દીર્ઘદ્રષ્ટિનાં જન,
ભવિષ્ય કીર્તિ કે ગાળ વિચારે, જુએ કરી સ્થિર મન;
ધન્ય છે એવાનેરે, રાજી ન રહે કરી વધરો——ચા૦ ૩
હિત ચહી અધિકારી શ્રીમંતો, કરે સુધારો ઠીક,
અન્ય ફુલણજી આપ વખાણે, બોજો કરી દે ધીક;
બીજાઓ ઉપાડેરે, તેનો તો થાય ખરચે મરો——ચા૦ ૪
ક્ષુદ્ર નજર ના નીચ પ્રમાણો, વંશજની લે ગાળ,
વાહવા માટે વાવટા મૂકે, છેદે વિશ્રામનું ડાળ;
મુર્ખની દ્રષ્ટિ એરે, તરત જનરે' પાંશરો——ચા૦ ૫
જેને મળે તે ખર્ચ કરે પણ, ભલું ન લેશ દબાણ,
એથી [૧]શ્રીમંતને ચેતવું લાયક, ઓછું ખરચવું પ્રમાણ;
અટકે દ્રષ્ટાંતેરે, હાલનાં સહૂ નારી નરો——ચા૦ ૬
આવકના બહુ ભાગ પડયા છે, કરવો ઘટે છે વિચાર,
અણ સમજુ' કે સહુ હરિ દેશે, કેમ દેશે કિરતાર;
પોતાનું ન જુએરે, આલતો ફરે પ્રભુ કયાં કરો——ચા૦ ૭

૧ કરાવનારાના ખર્ચની બાબતમાં અને એવા બીજા અયોગ્ય ખર્ચને માટે શ્રીમંતોને આગળ પડવું ઘટે છે. વખતે તેમનું કહેવું એમ થશે કે અમે ગરીબને જોટે શ્રીમંત છતાં બેસીએ? અલબત, જો તમે જ્ઞાતિ હિતેચ્છુ હો અને સર્વને શ્રીમંત થવા ઇચ્છતા હોતો તો એક વખત દબાણથી આગળ પડીને છુટા કરો. ગરીબ માણસ તવંગર થવા જાય એ દેખીતું ભૂલ ભરેલું છે ખરું તો પણ જયાં સુધી સમજણ ઓછી છે અથવા બીજી કેટલીક અડચણ છે ત્યાં સુધી તમારે વિચારવું જરૂરનું છે.

સુખ બીજાને આપ દુખીછો, આવક ઘટતી જાય,
વિત્ત હશે તો ચાતરો બીજે, કાપોછો કાં પરીપાય;
મમતને મૂકોરે, સોબતી બની કાઢો કરો——ચા૦ ૮
કેમ હસોછો નામ સુણીને, નથી સુધારો ઝેર,
વૈર વસ્યું ક્યમ અવગુણ દીઠો, કરવો જેઠમ કહે કેર;
કુમતિ ને તાપેરે, સૂકવશોજ સૂખઝરો——ચા૦ ૯

## પદ—૨

### રાગ—એજ

કરવાકો સુખધારેરે, હાથે શું દુઃખ માગોછો!
રાજી શું નહિં સુધારેરે, જ્ઞાતિનાં દિલ [1]દાગોછો—ટેક૦
નાગરનું ધરી નામ મફતમાં, વર્તો સ્વછંદી ચાલ,
પારકું પોતીકું પૂછાય શાનું, કીધી છે જ્ઞાતિ બેહાલ;
[2]માલને દેખીનેરે, કરે કો ભલું બાગોછો——ક૦ ૧
નાગર હાલ છે નિરાધારે, [3]લક્ષ હશે ઘર ચાર,
આપ સુખી તે સુખજ જાણો, અન્યનો ન કરો વિચાર;
મતિએ તમારીરે, મુશ્કલ જેહ [4]સ્થાપોછો——ક૦ ૨
કાઢવા કર નથી હીંમત લેશે, આગળ તો ન પડાય,
કોઇ પડેતો અંતર ધીકે, દેશ શો આવડો થાય!
આભાર તો અળગોરે, સામા તે શિદ આવોછો——ક૦ ૩
વંશજનું ભલું કાંઇ વિચારો, કાચા ન રાખો કાન,
ખોટું કહીને ખાનાર ખાશે, રીઝવશે દેઇ માન;
મહારાજાછો મ્હોટારે, અન્નજ આપ આપો છો——ક૦ ૪

---

૧ બાળોછો. ૨ પોતાની શક્તિ છે તેથી. ૩ લક્ષ=લાખ રૂપીઆવાળાં તો ચારજ ઘર ગણતર હશે. ૪ આગળ જે અઘરૂં થઇ પડે એવું છે અને આજ પણ કઠણ છે તેને તમે કાયમ કરોછો.

મ્હારાજાએ મિલકત મૂકી, તેનો નથી કંઈ તોલ,
ભાંજગડો નથી મટી હજી પણ, ઘોછો આ કરના કોલ;
કાયમ કરોછોરે, પાછળ શીદ લાગો છો——ક૦ ૫
ડામ [1]ખ્યાલને મહીષ દાઝે, અંતરનો અન્યાય,
ગુન્હો થયા વિણ ધિક ગજબ આ, કાપોછો આપણા પાય;
ખણુવો જે ખાડોરે, પડશે કોણ શું કો'છો——ક૦ ૬
તારવા જ્ઞાતિ ધારે ભલા નર, કીધો સફળ અવતાર,
મનથી મ્હોટા બની આડું કરેતો, તેનો તો જુદો ઉચ્ચાર;
પ્રભુ ફળ દેશેરે, ઉલટું દુઃખ નાખોછો——ક૦ ૭
વાંઝણીને પીડ પ્રસૂતની શી, ગરજ વિનાની આડ,
બોલવું ત્યાં ક્યાં બેસે બદામે, ખોદોછો હાથથી ખાડ;
કોદી હાડ ભાગેરે, સમજ ઉંધી રાખોછો——ક૦ ૮
કોઈ કરે ઉપકારથી કીર્તિ, આપ કરો અપકાર,
નામ ભુંડે ભલે થાય રીતી છે, જુઓ બેને સાર અસાર;
કે'વાય તે સારૂં રે, ન્યાયએ ન્હોય ડારોછો—— ક૦ ૯
અખુટ દોલત રાવણુની ગઇ, આપણુ કો' શા માત્ર,
ચાર દિવસનું ચાંદરણું ધન, ભાગશે હાથથી ગાત્ર;
નાગરોને હૈયેરે, સમજુ શીદ વાગો છો—— ક૦ ૧૦
ભૂલ સુધારવી ભેગા થઇને, નાના ધટે કરી આમ,
મુત્સદ્દી ક્યમ મર્મ ન જાણો રૂઠે છે શું શ્રીરામ;
સુખ સમે સૂતારે, દુઃખ આપવા જાગો છો—— ક૦ ૧૧

---

[1] કોઇ ખાસ માણુસની દાઝને લીધે આખી નાગરી ન્યાતનો થતો સુધારો અટકાવવો શા માટે જોઇએ!

# આગેવાનની ઉંધી અક્કલ.

### પદ–રાગ–એજ

સુધારો નામ શાનુંરે, મુત્સદ્દી નર ઉચ્ચારો,
વિચારો આગેવાનોરે, આણ્યો છે તમે દુખવારો—ટેક૦
આગેવાનો થઇ બાંય ચઢાવો, ચમચમ ચાલો પટેલ,
એ પટલાઇમાં જાય પોતાનું, કરવી કુધારે પ્હેલ;
ઘેલછા ગણાઇરે, કાપ્યો છે પગ તમારો——સુ૦ ૧
પટેલની પટલાઇતો ક્યારે, સુખ કરવા શામેલ;
આતો ઉલટું કહી અંગ હલાવે, પાઘનો આંટો છેલ;
બળે બોલ બોલીરે, લેવાય પંથ નિજ ન્યારો——સુ૦ ૨
બોલ બીજાના વાતમાં બાંધે, કલમમાં ન કચ્ચાશ,
ઉજવળ અંગ દેખાડે અંગરખે, જ્ઞાતિ સુખે નરમાશ;
ચાલી ચતુરાઇરે, સુધારો ગણ્યો કુધારો——સુ૦ ૩
ચોરે ઠરીને ડા'પણ ચલવ્યું, ઘાલ્યાં ઘરો પર કેમ?
ઘરનું ગણ્યું નહીં સર્વે નરાયું, રૂડું કીધાનો શું નેમ?
રે'મના રૂઠેલારે, અચળ નથી તમ તારો——સુ૦ ૪
શાણા જનોમાં નામ ગણાવી, વાંકું કીધે ન વિચાર.
દીર્ઘ દ્રષ્ટિ વિણુ કાંઇ ન સૂઝે. કે પછી ખપ ન લગાર;
થાય છો વૈરાગીરે, પારકો પુત્ર મરનારો——સુ૦ ૫
ખુશી રહોછો ખાઇ પીને શું કેમ ઉઘાડો ન આંખ,
તાવડી તો હવે લેશે તડાકા જ્ઞાન વિના પડી ઝાંખ;
પારકી બુદ્ધિએરે, બાંધોછો દુઃખનો ભારો——સુ૦ ૬
જેને નથી કાંઇ પાછળ આશા જેનું સમું સુખ દુઃખ!
જેને અખૂટ છે દોલત ઘરમાં, તેને પડે શીદ ભૂખ;

બીજાને બળાપોરે, સુધારો [1]પરને ખારો—સુ૦ ૭
પારકે દુઃખે કેમ સુખીછો, કેમ ન ત્યો કંઈ ભાગ,
પર ઉપકારી થાઓજ રાતો, સોધો સુધારાનો લાગ;
જેઠમનું બોલ્યુંરે, કાંઇતો દિલ ઉતારો—સુ૦ ૮

## પરગજુની પ્હેલ.

### પદ.

રાગ–એજ

પડે જો કોઇ પ્હેલોરે, જાણુવો જન ઉપકારી;
સુઝાડે પંથ સ્હેલોરે, બુદ્ધિની કહો બલિહારી—ટે૦
એક કરે જો આગેવાની, ઓધ કર્યો ઉપકાર,
બીજો કરે બીજી વાતે સુધારો, એમ ઉતરશે ભાર;
સામટું નહીં રહેલુંરે, જડે મદદથી ભારી—પડે. ૧
સંપ નથી નથી ટેક જરાયે, પાડોશીપર કરો પ્યાર,
ઘરનાં છોકરાં ધંટીઓ ચાટે, ગોરને આટો તૈયાર;
બાઇ કહે ધાઓરે, ભરો ન મૂઠી વિચારી—પડે. ૨
બાઇ કહીને લોક રીઝાવે, લેવો પછી વૈરાગ,
આપતાં કે' કરી આડાઇ લીધું, બલીષ્ટના એ ભાગ;
પ્હોચ વિના પંડયારે, બોલશે એમ નર નારી—પડે. ૩
કે'વત લઇને થાય સુધારો, ધન્ય છે આગેવાન,
પાછળ ચાલ્યું જાય મંડળ સહુ, કો'ને હોયે પણ સાન;
જાનને લેવાનારે, મૂર્ખથી રહે સહુ હારી—પડે. ૪
બ્હીકણુ થઇને પૂર્વજ પંડે, હોત જો'બેઠા ઘેર,

---

[1] પારકાને=જેને સુધારાની ગરજ નથી તેને (શ્રીમંતને તેમજ લાંબી આશા વિનાનાને શી ગરજ હોય!)

આગળ જો ન હીંડયા હત પ્હેલા, હોત શું સુખની ન્હેર;
વતનને વાંટારે, કરત કેમ જમીદારી——પડે. ૫
પરગજુ પોતીકું પ્હેલું કરે પણ, રીત બતાવે રહેલ,
ઓઢી વગોણું મૂર્ખનું આપ્યું, પાયે નાંખી આપે કેલ;
લાંબી ને દૃષ્ટિએરે, કમાય યશરે' જ્યારી——પડે. ૬
રંક શ્રીમંત કો હીંમત રાખી, ચોખી કરે રીતભાત,
જીવો જુગો જુગતે ઉપકારી, થાઓ સુખી પ્રખ્યાત;
ભારતી પ્રતાપેરે, જેઠમ આશિષ સારી——પડે. ૭

## પડતી પ્રશ્નોત્તર.

### ૫૯.

" ગિરધારીરે વાત કહુંછું વિચારો "——એ રાગ.

વીર નાગરરે, સંપથીચાલ સુધારો, ગણી કાઢો ને દૂરકુધારો,
મતિ સાગરરે,નામનોઅર્થવિચારો,આવ્યોશાથકીદુખનોવારો,
શાણે કરજે ડુલ્યાછે હજારો, શાણે ઘરમાં ભીંડાય છે નારો,
શાથીકરછેદુંકાયોતમારો,વડનગરારે,જેણેકીધીહતીન્હારો. ગ૦૧
છો ઉત્તમરે શાથી અધમઉચ્ચારો. શાથી નીંદેછેલોક ન પારો.
શાથી કે'છે નાગરને બિચારો, શાથી થાવ છે કો'ની દુંકારો,
હીંડયો શાથી નાગરનો હુંકારો, શાથી ઠરેછે બોલ લવારો,
સહુ શાથીરે, આપદ પડતી યારો—— ગ૦૨
ગુણ ઉજ્જવળરે,ડોળ ઉપરનહીંસારો.મેલી શાથીદેખાયછેહારો,
ઘણિ ચિંતારે.સર્વનેશાથી તપારો,શાથી કે'વોરૂડા જે નકારો,
શાથી બંધાય અપયશ ભારો, શાથી આવે ન સુખનો આરો,
શાથી દૂટયાખુશાલીનાતારો,શુભ ઉત્તરરે,ખર્ચઅનીતિયારો ગ૦૩
વિણઆવકરે. ખર્ચવધ્યુંઅવિચારો,વધી રીતનવી ચિતધારો,

નવ પ્હોચેરે.હોય ભરેલભંડારો, ખૂટે ખાધે અનીતિ વખારો,
સોધો ચાલ તેથી દુખ હારો, આગેવાનો સ્વજન સુખે ઠારો,
મણોલોકનુંબોલ્યુંલવારો,દીન જેઠમરે,કે'છેવિપત્તીવિદારો. ગ૦૪

## * બ્રાહ્મણોની ભ્રષ્ટતા

### પદ-રાગ-એજ.

બ્રાહ્મણો ભણી વિદ્યારે, દક્ષણા લેવા દાવો કરો;
ખાલી ન કરો નિંદારે, નિમકહરામીથી ડરો——ટેક૦
કર્મ વિચારો મૂળતું સર્વે, કરતા જે વિદ્યાભ્યાસ,
શાસ્ત્ર શીખી કરી કર્મ છ પાઠે, ધર્મથી ધરતા ઉલ્લાસ;
તેનો તો ઉધારોરે, ખોયું એ કર્મ ધર્મ ખરો——બ્રા. ૧
પોષણ થતું ને પૂજ્ય હતા સૌ, આધીનરે' યજમાન,
વૃત્તિ નિહાળીને આવક કીધી, સ્નેહે કીધું સન્માન;
માન ગોરે રાખ્યુંરે, માનતા એમ સુખ ઝરો——બ્રા. ૨
મદદ હતી કરી મ્હેનત ભારે, હોય ઘરે કાંઈ કામ.
હિત ચહે હરિ પ્રાર્થન કરીને લોભ ન હરવા દામ;
આજના એમાંનુંરે, ઇચ્છોછો આજ જાવા ઘરો——બ્રા. ૩
દુશ્મન થઇને આજ હીંડોછો, સંકટમાં નવ સ્હાય,
સ્હાય નહીં પણ દુઃખ થવાના, સોધોછો ઉલટા ઉપાય;
દેખાયજો ખોટુંરે, ખાંતથી ચિત્ત હર્ષ ધરો——બ્રા. ૪
ધર્મ અવરના ભુંડા કહોછો, બાળકનાં જુઓ કર્મ,
ચાલ જુઓ તમ ફાલ જુઓની, બ્રાહ્મણનો કીયો ધર્મ;
બોલજો બીજાતુંરે. આપજો શુદ્ધ થઇ ઉગરો——બ્રા. ૫

---

* આ વિષય કર્મ ભ્રષ્ટ થયેલા અને થતા હોય એવા બ્રાહ્મણોનેજ લાગુ પડે છે.

ઓળખે બ્રાહ્મણ કોણ દેખાવે, જોરમાં ચાલે જુવાન.
નોકરીમાં મન સર્વનું લાગ્યું. ક્યાં ગયું સર્વનું ભાન;
દોડયા દશ વાગ્યેરે, અધિક કરવા આવરો—— બ્રા. ૬
પ્રેમ નહીં ત્યાં પ્રેમ વધાર્યો, કીધું ન કરવું કૃત્ય.
દારૂ પડે ત્યાં ડામ દેવાકો', કોલેજમાં[1] પળે સત્ય;
મસળાય માટીરે, કહે છે કોણ સીસા ભરો—— બ્રા. ૭
વ્યસન નીંદો શીદ બીજાનું, ક્યાં નથી આપણી પ્હેલ,
ગૃહસ્થ તો ગરીબાઇમાં હીંડે આપ દેખાઓછો છેલ;
મેલ ક્યાં મૂકાયેરે, ઢાંકવા બેઠાછો નાગરો—— બ્રા. ૮
દવાખાનામાં દેવ પૂજોછો, તર પણ ટીંકચર નુંજ.
ગ્રાહક મળતાં ગ્રાસ ભરોછો. ગુમાસ્તીમાં પડી ગુંજ;
માથા કૂટ મૂકીરે, ખટ કર્મ ખોઇ બેઠા નરો—— બ્રા. ૯
વ્યાજ વરામાં વાંકાં કરોછો. ધંધો પ્રથમ પછી ધર્મ,
સાંઝ સુધી નવ સાંભરે સંધ્યા, બેસો પછી મૃગચર્મ;
શીખ ઘો બીજાને રે, આપના ધર્મ તો વિસરો—— બ્રા. ૧૦
દ્વેષ[2] નથી છો પુજ્ય કે'જેઠમ. જોયા તથાપિ કુઢંગ,
જોયો જુલમ હઠતિ બિર દીઠું, રંગમાં કરતા ભંગ;
ઉમંગ શું આવેરે, આવે જો અનીતિને હરો—— બ્રા. ૧૧

---

## ખપ તેની છોછ નહીં.

### પદ.

" સુણજો સભાસદો સારા "—— એ રાગ.

---

૧ મેડીકલ કોલેજમાં શું શું પળે છે તે જોયું કે સાંભળ્યું છે. ( તાંતણા માટે ફરી ન્હાવું પડે છે અને ન્હવાડો છો ત્યારે હાડકાં અને માટી ચુંથતાં કેમ નહીં ? ) ૨ ખાર નથી પણ હું હિત માટે કહુંછું.

* સુણજો નાગર વડનગરા, સુણજો નાગર વડનગરા;
છો કંઇ છોછે અધરા. સુણજો નાગર વડનગરા.——ટેક૦
ખપનાની નહિ છોછ લગારે, અણ ખપનું અથડાતુ;
લેવાનું તે નવ લેવાયે. તજવાનું પકડાતું——સુ૦ ૧
મતલબની વાતો મન ગમતી. જુઓ ન સવળી અવળી;
રોકાયા રૂઢીથી કંઇતો. પાડી ન શક્યા નબળી——સુ૦ ૨
બી જળથી દુર રે'વું સુતકમાં, ભલે ભરે જળ કોળી;
ઢેડ ઉંચકી લાવે મૃતને, જમીએ હાંસે પોળી——સુ૦ ૩
પર બ્રાહ્મણનું જળ ના પીવું, શરબત લેવો સ્હેલો;
અર્ક અને ઓસડ ગંગા રૂપ. શુદ્ધ મુરબ્બો પ્હેલો——સુ૦ ૪
છોછ કરંુબામાં નવ કાંઇ, પૂછે કોનું પાણી;
હલકાની હાથેળી ચાટે. વાહ વાહ કહી ત્રાણી——સુ૦ ૫
રાજગરો એકાદશિમાં છે, ખજૂરનો નહિ ખાંચો;
વિલાયતી બી બેશ બટાકા, મતલબ પુસ્તક વાંચો—સુ૦ ૬
મમરા માટે મારો બાળક, વટાળ ગણી અછુતું;
ભજીઆં જોખી આપે બરફી. લાગે વૃતમાં મીઠું—સુ૦ ૭
પરગામે પય પોળી ન લેવી, ઘસિયામાં નહિ આડું;

---

* આ પદ રચવાની મ્હારી મતલબ તેમજ તેનો ભાવાર્થ એમ નથી કે આચાર વિચાર ન પાળવો. પણ ખરી વાત શું છે અને ખપનું શું છે અથવા તો શું કરવું જોઇએ અને શું તજવું જોઇએ એનો વિચાર પ્રથમ કરવાનો છે. "ખપ તેની છોછ નહીં" એ કહેવત આપણે તો બીજી બધી વાત તજી દેઇને એનેજ ઝાલીને બેઠા છીએ પણ સાર જરાપણ સમજ્યા નથી જ્યારે જીવ વિનાની વાતને એક બીજા સાથે સરખાવીને કે સરખાવ્યા વિના સારી કે નરસી મુકરર કરીએ છીએ ત્યારે ખરા ખપની ચીજને અને જેથી આપણો ઉદય છે તેને હલકી પાડી નાંખી શા માટે ફેંકી ? સમજુ નાગરોને સારો ગુણ કરવા આ પદછે.

કરી ખોળ કંદોઇ તણીને, ખાઓ મગજના લાડુ—સુ૰ ૮
મુસલમાન[1] નહિ ઘરમાં પેસે. ભલે ઠરે ઇંગ્રેજો;
સાહિબ મ્હારૂં પાવન થયું ઘર દર્શન કરીને દેજો;—સુ૰ ૯
સ્પર્શા સ્પર્શે પિયે ન પાણી, કોણ ઉપાડે તંબૂ;
ઘેર આવીને વસ્ત્રો સાથે, પિયે એક જળ ચંબૂ;—સુ૰ ૧૦
ન્માત હોયતો પ્રવાહ ગંગા, સર્વ શેરીમાં મ્હાલો;
ઘરમાં ખડકીમાં ન જવાયે. પુછે જ્ઞાતિ જો ચાલો;—સુ૰ ૧૧
જોઇ ચોટલો આને છૂટી, પલાળવાની નરને;
ન્હાય નહીં આ બીજી વેળા, ખપની તદપિ વરને—સુ૰ ૧૨
શબમાં વિસનગરાની છૂટી, કયમ એ ગરજે ઘાલી
એ ચોખ્ખાઇ ક્યાંથી દીઠી, રસોઇ ના થઇ વ્હાલી—સુ૰ ૧૩
શુદ્ર તણું વાસણ ના સ્હાવું, પૈસો લ્યો ન્હાઇને;
એક તાંતણાથી અભડાવું, નહિ પૈસો સ્હાઇને—સુ૰ ૧૪
આગબોટની તીર્થે છૂટી, છૂટી ત્યાં બાથાની;
જગનનાથ પુરિમાં નવસત્તા, ફિકર નહીં ખાધાની—સુ૰ ૧૫
આ'ર આપવા અંગરખાંને, ધોબીને દયો આરો;
પાય અજીઠું લોટ પાણિયથી, જઇએ ધોવા પાટો—સુ૰ ૧૬
મૃદંગની નહિ છોછ કણકથી, ઘરમાં અળગી કરવી;
ઘસી ઘસી કર ધોવા સારૂં, જળની લોટી ભરવી—સુ૰ ૧૭
જોડા કોરા પણ કર ધોવા, ફરે ત્રાજવાં ઘરમાં;

---

૧ સાધારણ મુસલમાન ઘરનો નોકર હોય કે કોઇ પિછાન વાળો હોય અથવા અણુજાણ્યો કોઇની સાથે આવ્યો હોય તેને બનતા સુધી ઘરમાં ન પેસવા દેતાં તેની જમવા ખાવાની કે કામકાજની તજવીજ પરભારી થાય છે પણ કોઈ યુરોપિયન આવે કે પોતાના મુકામ ઉપરજ હોય તો પણ તેને ઘર પાવન કરવા કે મ્હોટાઇ લેવા બોલાવી ખાણું અપાય છે પછી તેમાં ગમે તે ચીજ આવતી હોય. ઘર જોવાને એવા ખુણે ખુણે ફરે તોપણ ફીકર નહીં.

કોણ સુપડું લઇ કર ધૂએ, જાય ભલે ઘર પરમાં—સુ૦ ૧૮
લવાય જળ જોડા પ્હેરીને, પિવા તણો કંઇ વાંધો;
દહીં છાશમાં દહીંની છૂટી, કરી સંપ હા સાંધો—સુ૦ ૧૯
મરી મશાલો બે પૈસાનો, ગૃહણે કાઢી નાંખો;
માલ મલીદા તેલ અથાંણાં, પાપડ ઘરમાં રાખો—સુ૦ ૨૦
વપરાતાં પકવાન રહે છે, ગૃહણ ન ઘેબર ઝાલે;
ઝલાઇ જાયે ગરિબ કઠોડુ, ખપનું કેમ ન આલે—સુ૦ ૨૧
છોછ નથી રહિ કંઇ નોકરિની, પ્રથમ હતું પણ એવું;
સિપાઇગિરિ સુબાગીરી કરતા, રાજ મ્લેચ્છનું તેવું—સુ૦ ૨૨
મુસલમાનની સોબત કરતા તેને ઘેર કચેરી;
પ્હેરવેશ[1] તે વખતે તેવો, હશે બેસતા પ્હેરી—સુ૦ ૨૩
લડાઈ ટંટા બળવા થાતા, ક્યાં ન્હાવાનું પાણી;
દુશ્મન દળ હણવાની પળમાં કોણે અરચા તાણી—સુ૦ ૨૪
ઢાલ તણું તરભાંણું કરતા, આચમની ભાલાની;
મંત્ર બોલતા મારો મારો, પવિત્રાઇ ત્યાં શાની—સુ૦ ૨૫
અશ્વ ઉપર ભોજનનું ભાથું, મુગટા ન્હોતા ત્યારે;
આજ તાંતણે અભડાવાનું, બેઠા છો ઘર જ્યારે—સુ૦ ૨૬
કરી હાકમી વિદેશ જઇને, નથી તાંતણો આવ્યો;
વિચાર લાંબો કરી પૂર્વજે, પરનો ટેક મુકાવ્યો—સુ૦ ૨૭
નથી ટેક એ તમને વીરા, અભડાવાની વાતો:
વતન અને ઘર ખુણા મૂકી, કરો છોછ ગંચાતો—સુ૦ ૨૮

---

૧ આજ જેવો જાત જાતનો પ્હેરવેશ રાજ્યને અંગે થયો છે તેવોજ મુસલમાની રાજ્યમાં તે પ્રમાણે હતો અને નાગરો અંગીભુત હોવાથી કંઇક ભાગે તેવા પ્હેરવેશ રાખતા; એટલુંજ નહીં પણ દરબારમાં રાણીઓની મુલાકાત વખતે સ્ત્રીઓ પણ મળતો પ્હેરવેશ રાખતી પણ આજ મશ્કરીમાં કાઢે છે.

પૂર્વજ હત જો વગર વિચાર્યાં, તમે ન હત દેસાઇ;
છોછ તમારી નડે સર્વને, થયા ભાઇ તે બાઇ—સુ૦ ૨૯
વટલાવાનું ગયે વિલાયત, કુકર્મની અહિ છૂટી;
ટોચ કરી તાશીર બિગાડી, આબરૂ હાથે લુંટી—સુ૦ ૩૦
છોછ કરી નાંખ્યા બંધનમાં, રાજ્ય થકી દુર રાખ્યા;
મોજ મઝા પરભાર્યો મારે, કાયમ હેઠળ નાખ્યા—સુ૦ ૩૧
મનધાર્યું તે ગણ્યું મઝાનું, સુખ મૂળ ના જોયું;
નવરા બેશી છોછ કરીને, હતું વતન પણ ખોયું—સુ૦ ૩૨
સાર અસાર ન લેશે જોયો, ન્હાયા ધોયા ભાઇ;
જેઠમ કે' ચોખ્ખા થઇ બેઠા, સર્વ કરી ચોખ્ખાઇ—સુ૦ ૩૩

---

## સાપ ગયા ને લિસોટા રહ્યા.

### લાવણી.

*સરિ ગયા સરરરર. સાપ, દેખવું માપ લિસોટા આજે;
કરિ ગયા કરો કરનાર, રહ્યા કર બાજે——ટેક૦
નવ ઘટે વૃદ્ધને આળ[1] ( ૨ ) થવા સંભાળ ભીંડ ના પડવા;

---

* "સાપ ગયા ને લિસોટા રહ્યા" એ કહેવત મશહુર છે. મતલબ કે જે જે કરો કીધા તે તો હાલ કાયમ છે પણ તેના બદલામાં કામ કરવાનું નીકળી ગયું છે.

૧ આપણા ઘરડા ગાંડા હતા એમ બોલવું એ ખોટું છે કેમકે તેમણે જે જે કર્યું છે તે તો વિચારીનેજ કર્યું છે પણ તે હેતુ અમલમાં આવતો નથી તેથી આપણને અવળું લાગે છે પણ ખરી રીતે જોઇએ તો નવ નાંમાં અને એવા બીજા કર ઘાલેલા તે પોતાનાજ ખપને માટે કીધું હશે; એ બહાને આપણને ભારે ન પડે પણ તે ક્યારે કે જ્યારે આપણને મદદ મળતી હોય ત્યારે પણ આતો પૈસા આપવા કાયમ રહ્યા અને કામ કરવાનું તે નીકળી ગયું.

બલિ મદદ અપાવી ધન્ય, સૂખ સાંપડવા;
કંઇ હોય ઘેર પ્રસ્તૂત પરણુતો સત સારૂં કે ખોટું;
સુખ દુઃખમાં ભાગી[૨]ગોર, કૃત્ય એ મ્હોટું.

ઝૂલ.

ગણિ પુજ્ય જોઇને કામ;
રે' પોતાને આરામ;
નાંધ્યું પ્રસ્તુતમાં નામ;
નાંધ્યું[૧] પ્રસ્તુતમાં નામ, ઠરાવ્યું દામ બ્રાહ્મણો કાજે;
કરિ ગયા કરો કરનાર રહ્યા કર બાઝે——સરિ૦ ૧
સહુ[૨] હિડયા નાગરો સાથ, ( ૨ ) કાયદો હાથ ન્યાતનો ઝાલી;
આશ્રિતે સાચવ્યો ધર્મ નીતિ કરી વ્હાલી;
આવકથી કરતા લ્હેર ( ૨ ) રીતમાં ફેર પડે નવ તોયે;
કાપાં[૩] બાંધ્યાં દેવાય, વધે નવ કોયે.

ઝૂલ.

થઇ સુખી નાગરી ન્યાત;
થઇ સંપ થકી પ્રખ્યાત;
તે પડી વિસારે વાત;

---

૨ સારા ખોટામાં ગોર ભાગીદાર હતા મતલબ તે કેટલુંક કામઉપાડી લેતા પણ હવે તે માત્ર સંભારવાનુંજ થઇ પડયું છે.

૧ દરેક પ્રસ્તુતમાં તેમનું ( બ્રાહ્મણનું ) નામ દાખલ કીધું; મતલબ કે દક્ષણા આપવી ચાલુ રાખી. ૨ બધા નાગરોએ પુર્વજનું કીધેલું કાયમ રાખ્યું. ૩ બ્રાહ્મણોના જે જે હક હતા તે અપાતા પણ આજની પેઠે કામકાજ વિના ફોગટ વધતા નહોતા.

તે પડી વિસારે વાત, પડી ગઇ રાત, સુર્યતો લાજ્યો;[1]
કરિ ગયા કરો કરનાર રહ્યા કર બાઝે——સરિ૦ ૨
વધિ પૈસા વિણુ કુલાશ.( ૨ ) બુદ્ધિનો નાશ આળસુ બેઠા;
સઇ લીધો બ્રાહ્મણે લાભ, પાડિને હેઠા;
મુકિ દિધો મદદનો ભાગ (૨) જડયો જ્યાં લાગ [2]રાગના જોઇ;
કાયમ તો કર સહુ રહ્યા, વધ્યા બહુ કોઇ.

## ઝૂલ.

નવ નાંમાની[3] જ્યાં રીત;
તે મદદ સારૂ જ ખચીત;
પણ ફોગટ ખાવા પ્રીત;

પણ ફોગટ ખાવા પ્રીત, જુઓ વિપરીત, ભાપણે ગાજે;
કરિ ગયા કરો કરનાર રહ્યા કર બાઝે——સરિ૦ ૩
કયમ દઇએ કોને દોષ ( ૨ ) આપણો રોષ જ્ઞાતિને મારે,
અણસમજુ આડાં કરે ન ચિત્ત સુધારે;
નથિ આક જાવક ભાન (૨) માંડયું તોફાન, હાલ આ કીધો;
સરકાર સમજુ પણ તે ન દાખલો લીધો.

## ઝૂલ.

રજવાડી હોય સાનંદ;

---

૧ નાગરોની ચડતીનો જે સૂર્ય મધ્યાહ્ન કે જે દિવસ હતો તે આથમતાં રાત પડી ગઇ તેથી સૂર્યનું જોર ઓછું થવાથી તે લાજ્યો=છુપાયો. ૨ નાગર ગૃહસ્થોમાં અંદર અંદર સંપ ન હોવાથી તેથી બીજાઓને લાગ મળ્યો; એટલે કે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા લાગ્યા.

૩ સારે નરસે પ્રસંગે મદદ મળવા માટે નવ માણસોની સાગત બાંધેલી ઘણે ઠેકાણે છે તેને નવ નામાં વાળા કહે છે પણ તેમને જો કામ સોંપવામાં આવ્યું હોય તો ગમે તેમ બોલે અને વગોણું કરે.

તે પાળે જો નવ ફંદ;
રાજી જો નહીં કુછંદ;
રાજી જો નહીં કુછંદ, નહીંતો ડંડ, લેઇલે રાજે;
કરિ ગયા કરો કરનાર, રક્ષા કર બાઝે——સરિ૦ ૪
જો પ્રજા નહીં એવફા ( ૨ ) ભૂપ નવ કફા, કદર પણ બૂજે;
ખોટા થઇ કેમ ખવાય, સાચુ જ્યાં સૂઝે;
હદદાર તપાસ્યા સર્વ ( ૨ ) મુકાવ્યા ગર્વ નોકરી લીધી;
કરિ વતન ગિરાસે ખોળ, સણુંદો દીધી.

## ઝૂલ.

કાપ્યા અણુ ઘટતા ભાગ;
નાથ્યા જે કાળી નાગ;
આપ્યો પણ ઘટતો માગ;
આપ્યો પણ ઘટતો માગ, લેઇ લ્યો લાગ માણુંસ ઝાઝે;
કરિ ગયા કરો કરનાર રક્ષા કર બાઝે——સરિ૦ ૫
છે અઢળક આવક તોવ (૨) નીતિ ના ખોય, વિચારો વીરા;
આપણુ આવક વિણુ કુદયા, પડો કંઇ ધીરા;
હક ખપના સત્ય અસત્ય (૨) જોઇ લ્યો કૃત્ય મદદ ને જોઇ;
વિદ્યા[1] ગુણુથી ઘો દાન નહીં ઘર ખોઇ.

## ઝૂલ.

બહુ ધરો પુજ્ય પર પ્યાર:
દેવાનું પાડો બ્યાર;

---

[1] વિદ્યા અને ગુણુ એ બન્ને જોઇને તેમને જે આપવાની શક્તિ હોય તે આપો પણુ સઘળું ઘર વિચારીને ( તે આપણા સુખ દુખના ભાગદાર અને પુજ્ય છે પણુ જેવું તે પોતાનું ઘર વિચારે છે તેવુંજ યજમાનનું વિચારે ત્યારે તે પોતાના ગણાય. )

નથિ કાંઇ આપણે ખાર;
નથિ કાંઇ આપણે ખાર, કરો ન ઉધાર, ન ર્‌હોચો બ્યાજે;
કરિ ગયા કરો કરનાર રહ્યા કર બાઝે——સરિ૦ ૬
વપરાતી ચિજ પર પ્યાર (૨) પુત્ર કાં નાર સગું કે કોઇ;
છે નિયમ સદા સર્વનો ઠરે નવ ખોઇ;
થઇ પુત્ર[1] ખાય જો જ્ઞાન (૨) કરે તોફાન કાંઇ ના પામે;
આકરિ સમ ભાખરિ મળે, પળે સો કામે.

## ઝૂલ.

તેવુંજ ખુશીનું દાન;
બહુ જોર કરે અજ્ઞાન;
તો થાય જીવ હેરાન;
તો થાય જીવ હેરાન, નભે ન નિદાન, ભવિષ્યને બાજે;
કરિ ગયા કરો કરનાર રહ્યા કર બાઝે——સરિ૦ ૭

## દક્ષણાનો દાબ.

### લાવણી.

"ચાલો આતસબાજી જોવા જઈએરે"–એ રાગ.

આપો[2] નામું ન્હાવા નહીં દઇએરે, નહીં જઇએરે——
આપો૦ ટેક૦

---

૧ ડહાપણ ક્યારે કે જ્યારે પુત્ર થઇને ખાય ત્યારે પણ પજવે નહીં.

૨ લગ્ન પ્રસંગે અથવા એવા બીજા કોઈ સમયે જ્યારે દક્ષણા (કર) નો હક હોય છે ત્યારે જમતા પહેલાં વખતે ઘર ધણી પછીથી નહીં આપે એવા અધીરાઇના ડરથી અથવા આડાઇથી બ્રાહ્મણો હઠ લેઇને ઘણીવાર બેસે છે ને આ રીતે બોલે છે તથા આવા વધરા ઘાલીને ઘણી વખતે આખી રાત્રી કાઢે છે જેથી વરો કરનાર કંટાળે છે.

એક પ્હેરામાંનું હમારૂં, તેણે કીધું બંધ બારૂં;
આતો કોણ ના કહેનારૂં, ખરૂં કહીએરે——આ૦ ૧
બિગાડિશું આજ ન્યાત, વહી જશે બધી રાત;
કિંચિત વડી લે વાત. કેમ નહાઈએરે——આ૦ ૨
કરશો કરનો નકાર અમે તજશું વ્યવહાર;
ક્રિયા ન કરાવનાર. શિદ બાહીએરે——આ૦ ૩
અમે દેઇશું હવાઇ, હજી ઉચ્ચારીએ બાઇ;
આપશો તમે પસ્તાઇ, નાગે હઇએરે——આ૦ ૪
**કવી**–આનું કરી અપમાન. શાને કરોછો તોફાન;
ખુશીયા લેવાય દાન, ભીખુ થાઇએરે——આ૦ ૫
**બ્રા**–રાખો દૂર આપ જ્ઞાન, બહુ રાખ્યું અમે ભાન;
ઉભા કરશું આગેવાન, લેવા પાઇએરે——આ૦ ૬
**કવી**–સુણી જ્ઞાતીમાં હુંકાર, ડરે કોઇ નર નાર;
કહો વેવાઇને સાર, કહી લઇએરે——આ૦ ૭
જેને નહીં કામકાજ,[1] તેને ગઝાની લાજ;
ખોયું ડરી આમ આજ, પોપાં બાઇએરે——આ૦ ૮
મ્હોટો કરનો છે ભાગ, વચ્ચે આવે નહીં તાગ;
હાથે ખએ નર લાગ, દુખી થઇએરે——આ૦ ૯
નથી નાગરને ટેક, નથી સંપ તેમ નેક;
ભર્યો ભૂંડો દ્વેષ એક, અટવાઇએરે——આ૦ ૧૦
સુધારાની બહુ હોંસ, પણ નિશાંનનો વાંસ;
બોલાવાને મારે ધ્રાંસ, કર્યું ભાઇએરે——આ૦ ૧૧
નથી જેહમ ઉપાય. જ્ઞાતિ ભેગી કેંઇ થાય;

---

૧ જેનેકામકાજ નથી મતલબ કે કોઇ પણ વખતે આવા પૈસા કાઢવાનો સમય આવે એમ નથી તે મ્હોટાઇ કે ખુશામત માટે વિના કારણે આગળ પડે છે.

તોતો આપદ કપાય, યશ ગાઇએરે—આ૦ ૧૨

## ગ્રંથોત્પત્તિ.

### લાવણી.

"તું કામણ કરી કયાં જાય નંદલાલ હરી"—એ રાગ.

લઉં[૧] ગુણ કીધો અવગુણ થાઉં આભારી;
આ ઉભરે કીધો ગ્રંથ હાલ ઉચ્ચારી—ટેક૦
બહુ થયો કુધારો આમ હાથથી કીધો;
નવ કરવા દીધાં કામ મર્મ નવ લીધો;
કંઇ કાયર નાગર હઠયા વળી કો બીધો;
પકડયો નહિ પ્હેલા થઇ સુરસ્તો સીધો;
કો ઉઠયો ન આગેવાન ન ઉઠવા દીધો;
નવ પીવા દીધો રસ સુધા. ન પોતે પીધો;
જેને ડર્યા હોત પૂર્વજો કરી સરદારી—આ૦ ૧
હું કરતો રોજ વખાણ થશે સુધારો;
બહુ મદદ નાગરો કરે પડયા પોબારો;

---

૧ કોઇ માણુસ વખતે આપણુને નુકશાન કરે પણ પાછળથી વખતે જ્યારે લાભ થાય ત્યારે તેનો પાડ માનવો જોઇએ. આવી રીતે આગળના વખતમાં પણ બનેલું છે. રામે ચૌદ વર્ષ વનવાસનું દુઃખ વેઠી રાવણને મારી તથા બીજાં કેટલાંક કામ કરી અયોધ્યા આવ્યા પછી પ્રથમ પોતાની સાવકી મા કૈકેયીને પગે લાગી આભાર માન્યો હતો, તેવીજ રીતે હુવે પણ કર્યું હતું અને એવા ઘણા દાખલા બનેલા છે ને બને છે. નાગર જ્ઞાતિમાં સુધારો થતો અટકાવનાર ઘણા માણુસો હશે અને થોડા વખત પર સુધારો થતો એવીજ રીતે અટકવાથી આડ કરનારથી થતા ગેર લાભનો અવગુણ ન માનતાં મેં ગુણ માન્યો કારણ તક મળવાથી મનના ઉભરા બહાર નીકળવા પામ્યા જેથી પોથી રચાઇ.

આ રચ્યો પાય મજબૂત વખત છે સારો;
સમજ્યા છ ગૃહસ્થો સર્વ થયો હોંકારો;
ભલિ થશે [1]વિલાયત પાસ, થાય વિચારો;
એ વિચાર કરશે ભલું, ધિમે સુખ વારો;
એ વારાના ઉધ્ધાર રહ્યા પરચારી———આ૦ ૨

શું થયા દ્વેષી નાગરના સુખના વૈરી;
ક્યમ થાય પોતિકુ સૂખ છતાં જન લ્હેરી;
ઘરડાંની શું ગાંડાઈ લિધા શું ઘેરી;
શું બાઇ કહ્યે નર ભમ્યા મુક્યા ભંભેરી;
ક્યમ થઇ મુત્સદી બન્યા બાવરા લ્હેરી;
પોતાનો ન કર્યો ખ્યાલ આપમાં ડેરી;
ક્યમ ધર્યો કુહાડો પગે થશે ઘા કારી———આ૦ ૩

નથિ જુલમ દારૂ[2] પર જરી નથી ગાંજા પર;
નથિ જુલમ કુચાલે લેશ જાય સ્ત્રી પર ઘર.
નથિ જુલમ ચલમ કે ચોરિ થતા નથિ કા ર;
નથિ બાળ લગ્ન પર ડોક ન તેમાં માહ્યર;
નવ સુખ ના સુઝે ઉપાય દુઃખનો આદર;
આડું ક્યમ ઝાલો કામ ચુકો શું નાગર;
ક્યમ કરો જુલમ શું ડારો[3] ખ્હીકણ ધારી——આ૦ ૪

---

૧ ચરોતર પાસાના (બાર ગામના) વડનગરા નાગર બ્રાહ્મણોની વિલાયત બીજાં ગામ કરતાં તેમની વસ્તી વધારે હોવાથી પેટલાદ ગણાય છે.

૨ દારૂ, ગાંજો અને એ વગેરે કેટલીક ચીજ કે જે ખોટા વ્યશનમાં ગણાય છે અને તેમાંની કેટલીએક ધર્મ વિરૂદ્ધ છે છતાં તેના જીવતાં સુધી પાળનાર ધણીઓના ઉપર શોધ કરીને શામાટે સખતાઇ કરતા નથી.

૩ આ માણુસ આગળ પડીને સારૂં કરે છે કે ખોટું તેનો

નથિ ખબર જ્ઞાતિમાં કોણ ઉંધા સરદારો:
ઉંડુંછે કોની મતિ તણો ગુબ્બારો;
રે ! કોણ ભુલાવો ખાય કરે કુધારો;
જ્ઞાતિના જડજ છે કોણ માટે ન કુટારો;
કર રાખે કાયમ કોણ કિધો છ વધારો;
હકીકત સાંભળવા ચ્હાય, ગ્રંથ કરનારો;
એહાલી થાતાં થઇ ગ્રંથ તૈયારી———આ૦ ૫
નહિં થાવ સુખાને કીર્તિ પણ નહિ ઠરશે;
સહુ કરો હાલ મન ખુશી[1] ખુશીએ ફરશે;
ચેતો તો ભૂલ ભુસાય પુખ્ત[2] છો વરશે;
નહિ તો કો આગળ પડી હાલ ઉચ્ચરશે;
ઉચ્ચરશે સો કુચાલ કાંઇ પણ કરશે;
જે કરવા ચ્હાશે કહો કેમ તે ડરશે?
જ્યાં સુધી રાખશે માન સારૂ વિચારી——આ૦ ૬
નથિ ક્રોધ દાઝુંછું દુખે કાઢુંછું વાણી;
ઉભરે ભ.ગેછે વિનય કુધારો જાણી:
નહિ ખબર મને જે છતાં જ્ઞાતિ આશાણી;
કરશે વડનગરા વીર કામ ધુળ ધાણી

---

વિચાર કર્યા વિના વા તો ખરૂં સમજીને ફલાણો શામાટે આગળ પડે એવા દ્વેષો લીધેજ ડરાવવાના શામાટે ઉપાય કરોછો. તમારી જાતનાં ચાર દિવસનાં વખાણ માટે છોકરાનું બગાડશો?

૧ આજે ગમે એમ કરીને મન ખુશી રાખો=તમાચાથી ગાલ રાતો કરો પણ એ વધારે વાર ટકશે નહીં.

૨ હવે તમે ઘરડા થયા છો મતલબ કે જુવાનીના તોરથી અળગા થયા છો માટે કાંઇ વિચાર કરીને તમારાં છોકરાંને માટે સારૂં કરો નહીંતો તમે તમારે હાથે માન ઓછું કરશો; કેમકે હવે ઘણી થઇ છે.

પણ કર્યું કામ તો એમ મમતને તાણી;
થઇ દુખી નાગરી ન્યાત પાયુ વિષ પાણી;
જેઠમ કે' હજી સુખ સમય આવ ન વિકારી— ગા૦ ૭

## કરાવરા વિષે.

### પદ.

"નાણું આપે નરઓરે વાવરજો છોગાળા"—એ રાગ.

કીધાં છે ઘર ખાલીરે, કરાને લાડુ તમારે,
હાથે કીધાં એ હાલીરે. નાગરો ઘૃતની[1] ધારે——ટેક૦
વિવાહ મળતાં હોંસની ન્યાતો, અટકે જનોઇ કેમ;
ઘરને ગીરો દેઇ ફેરવ્યું ઘીને, લક્ષમાંતો નહિ નેમ;
તેમ ન સીમંતેરે. એવું દેખાય હમારે—— કી૦ ૧

---

૧ ઘી પીરસવાનો ચાલ બીજી ઘણી જ્ઞાતિમાં છે. પણ વડનગરા નાગર જ્ઞાતિમાં થતા ઘણાજ બીગાડને લીધે તેને લાયક નથી. બીજી જ્ઞાતિમાં ઘી લેવાને માટે વાડકીઓ હોય-છ નહીંતો પોતાના ઘરની જમનાર લાવે છે એટલુંજ નહીં પણ ઘર ધણીને નુકશાન ન થાય અને પોતાની પાસે જોઇએ તે કરતાં વધારે રહે નહીં તેના પેહેલેથીજ તેઓ કાળજી રાખે છે; આમાંનું કાંઈ પણ વડનગરા નાગર ગૃહસ્થોમાં નથી. પોતાને ઘેર ઢોળાયું ફુટ્યું હોય તેથી તેઓ એમ સમજે છે કે કાંઇ સપાટે જમવા બોલાવ્યા નથી. વારા ફરતી વારોતો સર્વનો આવે છે. કહેવાની મતલબ કે ઉપર ઘી પીરસવાથી થતા નુકશાનનું વધારે વિવેચન થઇ શકે એમ નથી એટલે બસ. આ થતો બિગાડ કેટલાએક સમજુ ગૃહસ્થોના મનમાં આવ્યો હશે અને તેમના અંતઃકરણને વધારે અસર થઇ હશે તેથી આગળ પડીને ઘી ન પીરસવું એવો ઠરાવ કરી કેટલાકની સહી પણ લીધી હશે પરંતુ તે કાળે કાળુજ રહ્યું કારણ સ્ત્રીઓના દબાણને લીધે થયેલા એકડાના બગડા થયા અને પોતે પોતાનો ટેક પાળી શક્ય

એક દિવસ પણ ઓછું ન થાયે, સૂઇ ગયા કે'વાય;
અધિક થાયતો હોય વડાઇ, સૂનો દિવસ કેમ જાય;
પૂર્વજના પુણ્યેરે, કાંઈ ના પડે ભારે——કી૦ ૨

લગ્ન દિવસ પણ હોય ન ભેળા, સર્વની જૂદી ન્યાત;
કાઢયું કરજ જેમ લેખ લખાંને, રખે કરે કોઇ વાત;
અપયશ આવેરે, નહિ વરો વારે વારે——કી૦ ૩

પકવાનનો ભાઇ પેઢવાં છોલે, ધારથી પોચું હોય;
પોંચો ભેળાય તો પાઠક રીઝે, વાનગી પંડયા જોય;
જાનીઓ જમીનેરે, કપુર ઘૃત ઉચ્ચારે——કી૦ ૪

બાકી બીગાડમાં કાંઇ નરે'તી, ટાંકાની નાગઇ ટેવ;
ટેક મુકાવ્યો ટંડુજીઓનો, ભાવનું કીધું ભૂદેવ;
ભૂગિને ભેલાડોરે, હઠીલી ઘરની નારે——કી૦ ૫

ઘરમાં કસર કરી અંતર બાળે. લાવે ન કરવા શાક;
ઓઘરણીની[1] ડોકલી કાંણી, ન્યાત દેખે દુધપાક;
વાળુની[2] વેળામાંરે. ભીંડાય વર્ષ ઉધારે——કી૦ ૬

---

નહીં. જે પાળી શકયા તેમને બીજા બગડો કરનારાએ વગોવ્યા એટલે કે પોતે પીરસવું શરૂ કર્યું આથી ખરૂં જોતાં ન પીરસનાર સ્તુતિ પાત્ર છે ને બગડો બીજાનો છે. વતનદારો મ્હોટાઇ લેવા તેમજ બ્રાહ્મણોથી ભૂલ્યા હશે તો તેઓએ પોતાનુંજ બીગાડયું છે.

૧ દરરોજ ઘી વાપરવાના વાસણને ઓઘરણી કહે છે તે સઉ જાણે છે તેની અંદર ઘી લેવાને માટે જે પળી મુકવામાં આવે છે તે કાણી થઇ હોયતો તેથી ફાયદો ગણે છે મતલબ કે લેતાં લેતાં જે ઓછું આવ્યું તે ખરૂં.

૨ આપણે કરજ કરીને વરો કરીએ પણ તેથી ન્યાતને તો એકજ રાતનું વાળુ છે અને આપણે આખા વર્ષનું ભોજન ખરચ ઉધારવાનું છે મતલબ કે એક રાતમાં જેટલું નકામું ખરચ મ્હોટાઇ લેવાને કરીએછીએ તેટલાજ ખર-

દાળ કઢીથી વાળૂ નિભાવે, અહાર કહેલાં દૂધ;
છોકરડાંને છાશ મળે નહિ. કોણ આપે આ શુદ્ધ;
આડાં તે ઓડાડેરે, ચાદર પાસા ચારે——કી૦ ૭
મરણ ક્રિયાનો માર અનોખો, નથી કશામાં સૂખ;
ત્રેવડ નહિ પણ તેરમું પ્હેલું. ઘી વીણ ભાગે ન ભૂખ;
ચાદર[1] જો ચુકયારે કે'તા રહી સહુ ધારે——કી૦ ૮
માસ છમાસી માળાને વેચી, એક જમણ નવ થાય;
કંકણ[2] વેચી કેરી મગાવી, રણે દિવસ આ જાય;
વરસીની વેળારે, શિયાળો આવે ત્યારે——કી૦ ૯
શાક સામગ્રી ગામ ફરીને, ઘી પરખે મહારાજ;
વરસી[3] મુઆનું કે જીવતાનું. તાકી રહ્યા હોય બાજ,
કારજ તે કોનુંરે, આવીછે વેળા જ્યારે——કી૦ ૧૦
ઘરની સ્ત્રીયો તે ગાંડાઇ કાઢે, કક્કા[4] ચીજ પર પ્રેમ;
ઓઠું જુએ બહુ મમત રાખે, થાકે તે સમયે કેમ?

---

ચથી આપણા કુટુંબનું પોષણ સાધારણ રીતે એક વર્ષ સુધી થઇ શકે

૧ તેરમાને દિવસે ઉપર ઘી પીરસવાનો ચાલ ચુનાનો પાયો નાંખીને ચોટયો છે તે દિવસે ઘી પીરસ્યા છતાં પણ જો ઉપર ખાંડ ન મુકી હોયતો જમ્યા પછી અને જમતાંજ લોકો વાત કરે છે કે "આટલું કર્યું ત્યારે જરાક ખરચ વધારે કરીને ચાદર ઓઢાડી હોતતો શું થઇ જાત." ( ખાંડ ઉપર ફેરવવાને લોકો ચાદર નામ આપે છે.)

૨ વખતે કેરી ત્રણ અને ચાર રૂપૈએ મણ મળે છે તો પણ સ્ત્રીઓ આંબા ગાળાની હઠ લેઇને કહેછે કે ખપ પડે તો જણશ વેચો પણ કેરી લાવીને આંબાગાળો તો કરવો પડે.

૩ પૈસાની ઘણી ભીંડને લીધે વરો કરનાર માત્ર ઉપરથીજ જીવતો દેખાય છે ત્યારે વરસી તે કોનું?

૪ મરનારની પાછળ કેરીના દિવસોમાં એક વખત આંબાગાળાની ન્યાત કરે છે તે જમણ સાથે શાક વગેરે વસ્તુ

આડાઇ તો આખીરે, દિવસ ૫રીઆ ક્યારે——કી૦ ૧૧
વૃદ્ધ અને આધેડ ન જોયું, જોયું નહીં જૂવાન;
ના કરતાં તો નાક કપાયું, થોડું કીધે ઘટે ભાન;
કીધું ને ના કીધુંરે, જમીન ન્યાત માસ બારે—કી૦ ૧૨
ખેતર[1] ખોતાં ખાંપણ આવે, દાઝયું દુણાયું ભાઇ;
ગર્થ ગુમાવી ઘેલાં થવાનું, પાસે ન રાખવિ પાઇ;
ચતુર શું ચૂકોરે, સમય સૂખનો ક્યારે——કી૦ ૧૩
કરા વરાગાં કરજ થયાં છે, હાથે ઉઘાડી લાજ;
આખર ગાંડા આપજ ઠરશો, કોઇને ન આવે દાઝ;
જૂદા જમનારારે, આવશે નહીં કોઇ વ્હારે——કી૦ ૧૪
પૂર્વજ પૈસો લાવતા પુષ્કળ, તદપિ નીતિમાં વિશેષ;
આપણી આવક ઘટી વધારે, ખર્ચમાં ઓછું ન લેશ;
ઉલટું વધારેરે, ભાગી પડશે સંસારે——કી૦ ૧૫
નીતિ વિનાતો સર્વ નકામું, આપણ તે શા માત્ર;
કર્મ કઠણને ઓઠું નભેશું, ભાગે ખરે ખર ગાત્ર;
શ્રીમંતના સામુંરે, હીંડાય કેમ હુંકારે——કી૦ ૧૬
ન્યાત વરામાં જમણે ચઢિયે, કર્મમાં કેમ ચઢાય;
કોઇ સૂગો તે પાલખી રાખે, આપણે ચાલતું પાય;

---

ઓમાં નામ પહેલાં કકકો આવવો જોઇએ એવું ધારીને ખોટા મમનથી સ્ત્રીઓ એવા પદાર્થ વધારે પસંદ કરે છે જેવા કે:-કણક, કાચલી, કેરી, કોપરું, કારેલાં, કોહોળું, કેર વગેરે.

[1] ખેતર ખોઇને એટલે તેને વેચીને ફરી સામું જોવાનું ન રાખ્યા છતાં પણ વરો કરીએ તેમાંય પાછી દાઝયા દુણાયાની કે બીજી ગમે તે ખાંપણ તો આવવાનીજ ત્યારે ગર્થ ખરચીને ઘેલા થવું એ કોણે કહ્યું છે?

પંદર[1] બીચારારે, પ્હોચે શું કહો હજારે——કરી૦ ૧૭
ભાવનગરનો[2] ભાનું તપે છે, થવા બેઠો અહિં અસ્ત;
અમદાવાદની[3] એકી જુઓની, આપણે પ્રન વિણ મસ્ત;
ટોળી દમડીમાંરે, હરાજી જ્યારે ત્યારે——કી૦ ૧૮
અન્ન તણા થશે જ્યારે ઉધારા, સમજશો પસ્તાઈ;
સમજશો પણ હાથ શું રે'શે, પ્હેલાં ચેતો બાઇ ભાઇ;
ખપનું ખવાડોરે, બળશો નહીં કોઇ ખારે[4]——કી૦ ૧૯
વૃદ્ધને વિનતી વારંવારે, મૂકો તમે હઠિલાઇ;
દુશ્મન પણું દુખીને ન દેખાડો, જો હોય સાચી સગાઇ;
વખત વિચારોરે, જીતાશે કેમ કૂધારે;——કી૦ ૨૦
મુઆ પછી નહીં જીવ ધરાશે, પ્હેલો કરોની ઉપાય;
આગેવાનને ઉંઘ ભરાઇ, શ્રીમંતનું શું જાય;
જેઠમકે' જાગોરે, જવું જો હોય સુખઆરે——કી૦ ૨૧

---

૧ દરમાસે પંદર રૂપૈઆનો પગાર તે હજારને શી રીતે પહોચે; મતલબ કે તેનો વાદ કરીને ક્યાં આગળ રહેવાય.?

૨ ભાવનગરના નાગરો પૈસે ટકે હાલમાં સુખી છે તેમજ રાજ કાજમાં પણ કુશળ છે. ત્યાં સાધારણ સ્થીતિના માણસો શ્રીમંતના કરાવરાને લીધે સુખી થાય છે.

૩ અમદાવાદના નાગરો વિદ્વતામાં ચઢે એવા છે અને દિનપર દિન–ચરોતરના નાગરોના પગ વતનથી લુલા થયા છે અને થતા જાય છે તેવી રીતે તેમને વતન ન હોવાથી વધારે આગળ પડતા જાય છે વધારે વખાણવા લાયક એ કે પોતે પોતાનું ઘર વિચારીને ચાલે છે અને કોઇ પણ બાબતના બંધનમાં (કરાવરાના) રહેતા નથી. અમદાવાદમાં એકજ દિવસે ઘણેક ઘેર લગ્ન અને જનોઇની ધામ ધુમ હોય છે તેથી ખરચમાં પાયમાલ ન થઇ જતાં ઘણી ખુશીથી હોંશ પુરી પાડી શકે છે.

૪ પૈસાદાર વરો કરે તો તેનો દ્વેષ ન કરશો કારણ ઇશ્વરેજ તેને તેટલી સત્તા આપી છે.

# ઘરડાંની ઘેલાઇ.

પદ.

" જંજાળી જીવડે ભક્તિની જુક્તિ ન જાણી "–એ રાગ.

સાંભળજો શાણું, ઘરડાંની ઘેલાઇ,
ઘેલાઇને આડાઇરે, સાંભળજો શાણું ઘરડાંની ઘેલાઇ—ટેક૦
વિવાહમાંથી બુદ્ધિ કેવી, [૧]ઉદરે કરે સગાઇ;
ઘણાક બાળક જન્મ્યે ઝડપે, પડવા ખોદે ખાઇરે—સાં૦ ૧
વ્હેલું તે પ્હેલું નંબરમાં, [૨]દશમાં હાય પિટાઇ;
[૩]જનોઇમાં રૂઠોના આવે, સગાં મરે સુકાઇરે—સાં૦ ૨
કન્યાની માતા હાંસીલી, રાજી ખાવાં સ્હાઇ;
[૪]હોળી ને દીવાળી ગણુતી, એક ન મૂકે પાઇરે—સાં૦ ૩

---

૧ સ્ત્રીને પ્રસવ થતા પેહેલાં સામ સામી વિવાહને માટે ઠરાવ કરી મુકે છે, આવું પહેલાં ઘણીવાર અને ઘણે ઠેકાણે બનેલું છે; જોકે હાલમાં તેવું બનતું નથી તોપણ મનમાંતો એવી ધારણા હોય છે ખરી કે આમ થાયતો આવું કરીએ.

૨ દશ વર્ષનો પુત્ર થાય અને ત્યાર સુધીમાં જો વિવાહ ન મળ્યો હોયતો તેની માના મનમાં ઘણુંજ લાગે છે કે હાય હાય ! હવે તે રહીજ જશે કે શું ? ( વિવાહ મળશે કે નહીં ? )

૩ જનોઇ દીધા પછી બડવો દોડતી વખતે ( જો વિવાહ મળ્યો હોયતો ) સાસરેથી પાઘડી અને દોરો કે સાંકળી વગેરે ગોર સાથે મોકલે છે તેને રૂઠો કહે છે તે જો ન આવ્યો હોયતો માને અને અસલી વિચારનાં સગાં વહાલાંને બહુજ અણ સંતોષ ઉપજે છે; કેટલીક સ્ત્રીઓતો માત્ર આ રૂઠાની હાંસ માટેજ વિવાહ મેળવવાનો રઘવાટ કરે છે.

૪ વિવાહ મળ્યા પછી વરના તરફથી કન્યાને હોળી

ના કહેતાં તો નાક કપાયે, શું બેઠી ઘર બાઇ;
[1]ન્યાત મણી માથાનો મૂકુટ, પુછવા આવે મ્હાઇરે—સાં૦ ૪
જુએ નહિં ગાંડુ કે ખાંપણુ, વ્હેલું વરવા ધાઇ;
સૌ આવી મળશે વર્ગેતો, નિરાંત પરણે ભાઇરે—સાં૦ ૫
ઘર વેચી મ્હોં જોણું કરવું; ભલું જો હાંસ કઢાઇ;
[2]હાંસવિના બીજો રહિ જાશે, ચાળિસની ચીનાઇરે—સાં૦ ૬
[3] માગી ખાવું મ્હોં જોણાતું, વળિ નહિં તો વ્હેવાઇ;
ફેર બદલિમાં ફરક ન પડતો, લગ્ન સુધી કચ્ચાઇરે—સાં૦૭
સ્હાઇ સ્હોઇને ઘોડે ચઢવું, વતન તણી વિદાઇ;
વરઘોડા વિણુ આવે વાંધો, જાણે કોણુ કમાઇરે—સાં૦ ૮
કરા વરામાં કસર ન રાખે, નામ નખો શો બાઇ;
પુર્વજથી સારું થતુ આવ્યું, ખાનારા કહે ખાઇરે—સાં૦ ૯

---

અને દીવાળી ઉપર લુગડાં વગેરે રીતભાત અપાય છે તેમ જ એવે દરેક ટાણે કાંઇ કાંઇ પણુ આપવું જોઇએ એવી રીત પાડી છે તેથી તે વખત આવે કે દીકરીના મા બધું પુરેપુરું ગણી ગણીને લે છે અને ખુશી થાય છે.

૧ કેટલીક સ્ત્રીઓ સમજેછે કે પુછવા આવે તે (વિવાહ મેળવવા આવે) ને ના કેમ કહેવાય! નાતતો માથાનો મણી છે તેના આગળ આપણું શું ગજુ છે કે ના કહીએ?

૨ પ્હેલાં મ્હોં જોણાની રીત આવી વધી ગયેલી નહોતી પણુ અધીરી બનેલી અને ગાંડા વિચારની સ્ત્રીઓએ બીજા પુત્રના વિવાહ માટે (કન્યાની માને લલચાવવા) વધારે રીતભાત કરી પોતે નુકશાન વેઠી બીજાને હરકત ઉત્પન્ન કરી છે; અને કહેવાય છે પણુ ખરું કે આતો હોંસનું જુદુ કર્યું છે.

૩ મ્હો જોણામાં કાંઇ કસર રહી હોયતો અગર કસર વિના પણુ માગી માગીને લેવું એવી રીત પડી છે અને

¹માત પિતાનો દિવસ ન આવે, સિમંત નહિં સદાઇ,
કાળ જાય કે'ણી કાયમરે' ખરચો લ્હોઇ લ્હાઇરે—સાં૦ ૧૦
²ભર્યા ગામમાં જઇને કરવું, નહિંતો કરે બવાઇ;
³મ્હોંમેરામાં મન નવ રાખે, બારિ બોલવા સ્હાઇરે—સાં૦૧૧
બુદ્ધિવાનનું બળ નવ ચાલે, ઘરનાંની ગાંડાઇ;
રળે કેટલું કો' રળનારો, કાઢે દિવસ કુટાઇરે—સાં૦ ૧૨
વૃદ્ધ વટાળે જુવાનને પણ, ભંભેરાયે ⁴બાઇ;
દોષ કહોની કહોનો કહિયે, ખણાય હાથે ખાઇરે—સાં૦ ૧૩
બાર ચૌદમાં રળાય કેવું, જન્મ સુધી અથડાઇ;
એક દિવસમાં જાય કમાણી, ઠરે નીચે કચરાઇરે—સાં૦ ૧૪

---

એમ કરતાં કાંઇ ન થયું કે ઓછું થયું તો બે વાલ સોના ને માટે તકરાર કરી વિવાહ ફોક પણ કરે છે અને વળી બીજા વેવાઇ ઉભા કરે છે. ( દાખલા ઘણા છે )

૧ ફરી ફરીને માબાપનો દહાડો અને સ્ત્રીનું સીમંત ન આવે માટે તે વખતે પૈસા ખરચવાને કસર ન રાખવી એમ ઘરડાં અને એવા વિચારનાં બીજાં પણ કહે છે.

૨ કોઇ માણસનો વ્યવહાર બે ગામમાં હોય ( વતન બે ઠેકાણે હોય ) અને તેમાં ખાવાપીવાનું નાના ગામથી હોય તો પણ જ્યાં જથો વધારે હોય તે ગામમાં લગ્ન અને સીમંતની નાતો કરવી જોઇએ એવી રીત પાડી છે જેથી કેટલી હરકત પડે છે; વળી કેટલાક પુરૂષો પણ સ્ત્રીઓના દબાણને લીધે અને સહવાસથી પોતે પણ આ વિચારના થતા ગયા તે લીધે પોતાનું વતન મુકી ગર્થ ખરચીને ઘેલા થાય છે. ( બીજે ઠેકાણે જાણી જોઇને વરા કરે છે ને હોંસ કાઢે છે )

૩ ભર્યા ગામમાં સીમંત ન કરેતો તે સ્ત્રીની મા નાખુશ થઇને પુરૂં મ્હોમેરૂ પણ ન કરે.

૪ પોતાની સ્ત્રીના સીમંત વખતે ભર્યા ગામમાં ખરચ કરાવવાને આ વિચારના પુરૂષ પણ ભંભેરાય છે.

ઘરડાંની કુથલીથી થાક્યા, સમજો ભાઇ, બાઇ;
સુખની આશા જેઠમ રાખે,નહિં તો જવું તણાઇરે—સાં૦૧૫

## * વ્હેલો વિવાહ ન મેળવવાનું કારણ.

### ગરબી.

" અલબેલીરે અંબે માત જોવાને જઇએ "—એ રાગ.

કરિ મુકવો ક્યમ ન વિવાહ, સુણજો નર નારી;
કહું ક્યમ નથી રે'તી વાહ ! સુણજો નર નારી——ટેક૦
હોંસ વધી છે બાળક માટે, રખે વખત વહિ જાયરે;

---

* વ્હેલો વિવાહ=લગ્ન થતા પેહેલાં બે ચાર વર્ષથી વર ને કન્યા અને કન્યા ને વરનું જોડું નક્કી કરી રાખવું એ ચાલ ઘણાં વર્ષથી ચાલ્યો આવે છે. પેહેલાં કન્યાની આજના જેવી છત નહોતી તોપણ ઉભય પક્ષવાળા પોતાને સારૂ ઠેકાણું મળે એ વિચારે અને વધારેમાં વતનદાર કે સારા ઘરવાળા=સારા સ્વભાવના મળે તો બહુજ ઉતમ એ માટે વિવાહ મેળવતા પરંતુ તેઓ વિવાહ મેળવતા પેહેલાં ઘણો વિચાર કરતા અને ખાસ કારણ વિના ( વર કન્યામાંથી એકને અંગની ખામી આવ્યા વિના ) માત્ર હાલના જેવી રીત ભાતના વાંધા કાઢીને વિવાહ ફોક કરતા નહીં તેમજ વ્હેવાઇસાળ થયાથી એક મેકને કામકાજમાં ઓથ મળતી એ વગેરે ઘણાંક કારણ હતાં પણ આજ તેમાંનું કાંઇ પણ રહ્યું નથી. આ વખતમાં વિવાહ મળ્યા પછી લગ્ન થતા સુધી વાર્ષિક કર ( ઇનકમ ટેક્સ કહીએ તો ચાલે ) કન્યા માટે હોળી દીવાળી વગેરેની રીતભાતનો આપવો પડે છે ને મ્હોં જોણું તો જુદુ છે; કરજ કરીને આટલું કરતાં છતાં અને ખુશામત કરતાં છતાં પણ ઓછુ વધારે પડે તો અગર બીજુ સારૂ જડે તો વાંકા બોલ બોલી વિવાહ ફોક કરેછે જેથી વ્હેલો વિવાહ મળ્યામાં પણ જંપ નથી ( ઉપરની કવિતામાં વાંચી જુઓ )

માત પુત્રિની પુત્ર જનીતા, ઉતાવળી બહુ થાય-સુણજો૦ ૧
વર જોયા વિણ ઘર જોવાનો. ચોકસ પડિયો ચાલરે
ધાઈ કરી ઘર ખોટી બેસે, થયાં સમજશે ન્યાલ-સુણજો૦ ૨
સમજ પડેછે થાય વિમાસણ, તોય રહે અધિરાઇરે;
મેળવવામાં માલ રહ્યો ક્યાં, વળતી આવે વાઇ-સુણજો૦ ૩
અન્ય જ્ઞાતિમાં હરકત ન મળે, બાંધી લીધા બંધરે;
જૂજ સાડુના વિવાહ ભાગે, કરે ફોક જો અંધ-સુણજો૦ ૪
વિચાર કરિને વિવાહ કરતા, ખાલિ ન કરે કુસંપરે;
ખોડ આવતાં ન્યાત વિચારે, નથિ નાગરમાં જંપ-સુણ૦ ૫
સમજા જન જે હિંડયા સુધારે, સમજી કે'છે નાજરે;
ગુમાન પ્હેલું નાત ગણે પણ, જાય નહીં કઇ લાજ-સુણ૦ ૬
કેળવણી એ વતન હવે છે, ભણ્યે નભે સંસારરે;
અભણ રહ્યાનું કારણ પ્હેલું, વિદ્યા સુખ ભંડાર-સુણ૦ ૭
પ્રથમ વતનથી[1] પોષણ થાતું, અમલ હતો નિજ ઘેરરે;
ન્હોતું ખરચ અનિતિ વાળું, આજ દીસે અંધેર-સુણ૦ ૮
વિવાહ મળતા અસલ જમાને, વજનદાર નર નારરે;
વિનય વિવેક હતો બહુ તેમાં, લાજ ન આજ લગાર-સુ૦ ૯
મ્હોં[2] જોણાની હાંસ કાઢવા, ધરાવવા શણગારરે;

---

૧ પ્હેલાં જો કે રાજ કારભારને લીધે વિદ્યાનું તો જોર-જ હતું તોપણ કોઇને વિદ્યા સંબંધી કાચું રહેતું તો ઘર સંસારનું ખરચ નિભાવવાને વતન એ સાધન હતું કે જે-થી ઘેર બેઠે=વતન સાચવતાં પુરું થતું અને તેનું મુખ્ય કારણ એ હતું કે આજના જેવું ત્યારે અનીતિનું ખરચ નહોતુ તેમજ નકામી મ્હોટાઇ દેખા દેખી કરવા જવાની ટેવ પણ નહોતી.

૨ આજ વ્હેલો વિવાહ મેળવવાની મતલબ સ્ત્રીઓની-તો, મ્હો જોણું અને બીજી વાર્ષિક રીતભાત લેઇ પ્હેરાવી

રીત નહીં માગી લેવાની, મ્હોતા ચણિયા ચાર—સુણ૦ ૧૦
મ્હોટાં ઘર ઢાંકીને ચલવે, ન થાય તો નહિં દોષરે;
પરણ્યામાંપણ વખત વિચારે,ભરાવતા નહિં[1]પોશ—સુ૦ ૧૧
આજ લાભ છે ઉલટા સઘળા, [2]ના તેથી કહેવાયરે;
માળ વેચતાં મન અધિરાઇ, રખે વાંક ઉચરાય—સુણ૦ ૧૨
રીત વધ્યાનો ભાર સર્વને, મુખથી નવ ઓલાયરે;
કોઇ હવે મુખપર ના કે'છે, જો પુછવા કો જાય—સુણ૦ ૧૩
બાર ચૌદમાં બાર માસનું, ભોજનનું ન ભરાયરે;
રીત ભાત રગડાતાં કરવી, કહો ક્યમ કરી પ્હોચાય?—સુ૦ ૧૪
ચલણ વધ્યું છે આજ સ્ત્રીઓનું, ભાગ્યું વિઘા જોરરે;
મતિ ઉંધી મ્હોટાઇ વધી છે,નચવ્યા શિરપર[3]મોર—સુ૦ ૧૫

---

ને ભરી નાતમાં ફેરવવા માટે છે પણ પેહેલાં આવો અને માગી માગીને તથા કનડીને રીતભાત કરાવવાનો ચાલ ન હોતો પણ પોતાની મ્હોટાઇનો તે વિચાર કરતા અને વખતે વ્હેવારથી ઓછું થાય તો બહાર પાછળ ફજેતી ન કરતાં ઢાંકીને ચલવતા હતા.

૧ લગ્ન થયા પછી સસરો પોતાના ખોળામાં બેસાડીને કાંઇક રકમ કન્યાને આપે એવો ચાલ ઉમળકાને લીધે કે સારૂ દેખાય માટે હશે તેને બદલે કોથળીમાં રૂપૈઆ ભરીને મુઠી (કન્યાની) ભરાવવાનો ચાલ નીકળ્યો છે; હવે મુઠીને બદલે પોશ ભરે છે (એવાથી જો સસરો ખુશી થતો હોય તો કોથળી મ્હોટી કાંન કરાવે) પણ તે વખતે તેના મનમાં થતી અસરથી બહારનો દેખાવ જોજો.

૨ વિવાહ મેળવવા આવે તો પેહેલાં ના કહેવાતી નહીં અને ખરૂં જોતાં તે વખતે આવો જુલમ પણ નહોતો; આજતો રમાબાઇ રીસાયાં છે તેથી કેટલાક તો કહેછેજ કે મ્હારી તો હાલ વિવાહ મેળવી રીતભાત કરવાની કે લગ્ન કરી પલ્લું કરવાની વખત નથી.

૩ માથે=અંબોડે સોનાનો મોર (આગળ પાછળ ઘુઘ-

અધીરાઇ છે વિવાહ મળવા, [1]મ્હોટા છે કંઇ પુત્રરે;
હોંસ કરીને રીત વધારી. ભાગ્યું કરે ઘરસુત્ર—સુ૦ ૧૬
માગ્યા કરતાં અધિક કરીને, લેવા ગઇ યશ નારરે;
ભાર વધાર્યો નાગર જનને, ન કર્યો સુખ વિચાર—સુ૦ ૧૭
સાસૂ તેડી ન્યાતે ફરતી, નણંદ આંગળિ ઝાલેરે;
ટોપી ફુલની શિરપર મૂકે, ટપકી ચોઢે ગાલે—સુ૦ ૧૮
[2]આડ કરીને લાડ લડાવે, ખુશામતોથી આંકરે;
અવર પુત્રની આશા કરતા, બોલ બોલવા રાંક—સુ૦ ૧૯
કન્યા આવી ત્યાંથી બેઠા, ગવરી પુત્ર ગણેશરે;
અણિયાને ચીનાઇ કરવી, આ ખોટું આ બેશ—સુ૦ ૨૦
[3]ખેલ ખેલવા ખાવા પીવા. જણુશો માગે જેમરે;

---

રીઓ બાંધેલો ) બાંધે છે તે.

૧ કેટલીક સ્ત્રીઓને પ્રથમથીજ વિવાહ મળવાની અધીરાઇ છે તેને લીધે તેમજ કેટલીકના પણ પુત્ર મ્હોટી વયના થઇ ગયા હોય છે તેને લીધે તેઓ એમ કહેતી ફરેછે કે "નાગરી ન્યાત કૃપા કરેતો હું રીત વિના પણ વધારે કરૂં;" પછી ઇશ્વરેચ્છાથી જો તેના પુત્રનો વિવાહ મળે તો તે હોંસની રીતભાત કરે છે આ જોઇને ઓછી અક્કલની ભામાઓ ભુલ ખાય છે એટલેકે વધારે રીતભાત લેવાને માટે અને છોકરી પ્હેરી ઓઢીને ફરતી ફરશે એ વિચારે વિવાહ મેળવીને માત્ર વધારે ઘરેણાં લુગડાંથીજ સંતોષ માને છે. આવા દાખલા બીજી સ્ત્રીઓએ જોઈ પોતાનેજ હાથે રીતભાત વધારી દીધી છે.

૨ કોઇને ઘેર નાત હોય ત્યારે પોતાના દીકરાની વહૂ (બોટી રાખેલી કન્યા) ને કપાળે તારાટપકી ચોઢીને અથવા બીજી કોઇ રીતે સારૂ જણાવવા આડ કરે છે તે.

૩ ખેલખેલવા=રમત રમવા (ખેલનાં વાસણ કન્યાને આપવાની રીત છે જેને બદલે હાલમાં દાગીનો લેવાનો પણ ચાલ પડયો છે)

હોંસ કર્યામાં હદ નથી રેતી, ભલું જો રાખે રે'મ—સુ૦ ૨૧
હોળીના હારે હદવાળી, નૌતમ વસ્ત્ર અપારરે;
ગઇ નથી ગોરોની ગડબડ, ફળાહારનો ભાર—સુ૦ ૨૨
દારૂખાનું નવાઇ રીતો, લગ્ન સુધી રહે [1]બ્હીકરે;
વરસ દાણિયું વિવાહ પાછળ જુઓ કમાયાં ઠીક—સુ૦ ૨૩
અનીતિને હાથે શિખવી છે, ન મળ્યે પાડયો ચાલરે;
મ્હોટાં ઘર માગીને લે છે, કીધી ન્યાત બેહાલ—સુ૦ ૨૪
આપ્યામાં પણ જંપ નથી કઇ, કીધું ધડિમાં ફોકરે;
[2]પીઠી ચોળી બેસે બીજો, હર્ષ પ્રથમ પછિ શોક—સુ૦ ૨૫
ગર્થ આપિને ઘેલા થાતાં, કાંઇ ન સરતું કામરે;
[3]અનુભવસામા જનનો ન મળે, વિવાહમાં ન વિરામ—સુ૦ ૨૬
કેળવણીમાં કસર રહે છે, અભણ હોય માબાપરે;
વિવાહ કરીને ના કે'વામાં, આવિ પડે સંતાપ—સુ૦ ૨૭
એ આદી અડચણને ધારી, લગ્ન એજ ગણું ઠીકરે;
સ્વતંત્રતા જો હોય વિવાહે, પછિ શાની રે' બીક—સુ૦ ૨૮
બાળલગ્ન નવ કરવું કહિયે, સાચી મતલબ સારરે
બરાબરી શું સગપણ કરવું, જેઠમ એજ વિચાર—સુ૦ ૨૯

---

૧ વિવાહ મળ્યો ત્યારથી લગ્ન થતા સુધી આપવામાં કોઇ ખામી પડવાને લીધે બીક રહે છે કે રખેને વિવાહ ફોક કરે.

૨ વિવાહ મળ્યા પછી મ્હોં જોણામાં કે બીજી રીતભાતમાં કાંઇ વાંધો પડેતો પરણવાનું ઠેકાણે રહે ને વળી બીજોજ પીઠી ચોળીને બેસે=બીજો પરણી બેસે.

૩ સામા માણસના સ્વભાવની ખબર હોય અને હળી મળીને વિવાહ કીધો હોય ત્યારેતો બનતા સુધી હરકત ન આવે પણ ઉપરનો ભભકો દેખીને સામ સામી હા કહી હોય ને પાછળથી કાંઇ ત્રીજું નીકળે ત્યારે એ વિવાહમાં કાંઇજ વિરામ=ઠરવાનું=ખુશી થવાનું ન રહે.

# × વિવાહ પેહેલાં વિચાર.

૫૬

"વનચર વીરા વધામણી"——————એ રાગ૦

કરવો વિચાર વિવાહમાં, તજીને અધીરાઇ;
અસલી વિચાર બધા તજી,સાચી કરવી સગાઇ—કરવો૦ ટેક૦
ખોટ હતી જે કન્યાતણી, ભાગીને થઇ છૂટ;
માત પિતા ફિકરે પડયાં, માંડી કરવાને ઝુંટ—કરવો૦ ૧
સૂતા પ્રસવ બધે સાંભળી, માતા બહુ ગભરાય;
ધૈર્ય વિના ઠામ શોધતી, ભાવ વરનો પૂછાય—કરવો૦ ૨
વીશી દશીનો વખત ફર્યો, જીત્યા ઉમેદવાર;
કુલિન નહીં કળદાર તે, સૂણ્યો હરિયે પોકાર—કરવો૦ ૩
પરખ્યા રહેલાને કાસીએ,[1] વળિયું સૂરત શે'ર;
સગપણ થયું નવ ધાર્યું ત્યાં, હાર્યું અસલનું વેર—કરવો. ૪
ચાલ અસલ થકી ચાલતો, પેઠો ઘાલીને મૂળ;
પ્રથમ વિવાહ મૂકે કરી, જુનાં શોધે છે કૂળ—કરવો૦ ૫

---

+ આ પદની મતલબ એ છે કે વર નહીં મળે અથવા અછત છે એમ ધારીને કે ખરા ઠેકાણાને લીધે યા અરસ પરસના મજબુત સ્નેહને લીધે કોઇ સંબંધ કરવા ઇચ્છે તો તેણે પાછળથી કુસંપ ન થવાને માટે વિવાહ મેળવતા પેહેલાંજ વિચાર કરવો ૧ મુંબઇગિરો અથવા કુળવાળો.

૧ કન્યાની છતથવાથી કાશી અને સૂરત વગેરે ઠેકાણેથી કન્યાઓ ચરોતર તરફ ઉતરી છે તેમજ આ તરફની રાજનગર અને ત્યાંની કાઠીઆવાડમાં પણ દેવાની પ્હેલ થઇ છે આથી નક્કી જણાય છે કે લાયક વરની બહુ ખોટ છે; આવા બનાવને લીધેજ સ્ત્રીઓ (કન્યાની માતાઓ) ના મનમાં વધારે ચીંતા પેદા થઇ છે અને તેથીજ પોતાની દીકરીઓ માટે સારૂં ઠેકાણું શોધી મુકે છે.

શ્રેષ્ટ રીતી ન કે'વાય આ, આમાં કાંઇક ભૂલ;
બંધનમાં કદિ આવિગ્રે, સુખ લગ્ને[1] અતુલ—કરવો૦ ૬
રીતની ચીંતા વિવાહમાં, થાય વધ ઘટ દુઃખ;
અભણ્ માબાપની પુત્રી તે, પુત્ર આપે શું સુખ—કરવો. ૭
ખાંપણ્ આવે જો જોડિમાં, થાય વિવાહ ફોક;
બ્હાનું બતાવીને કઇ કરે, થાય શળને શોક—કરવો૦ ૮
અડચણ્ એવી બહૂ રહે, પ્હેલાં શોધતાં ઠામ;
સુજ્ઞ જનેએ વિચારીને, ગણિયું શ્રેષ્ટ ન કામ—કરવો૦ ૯
માત[2] કે તાતની જીંદગી, વ્હેલી પૂર્ણ જો થાય;
અન્યસગાંએઆગળ પડી,ગીત મતલબ ગાય—કરવો૦ ૧૦
એવે સમે અડચણ્ પડે, એવું ધારીને ચિત્ત;
પેખી વતન ઘરને ભલું, પુત્રી દે ચહી હિત—કરવો૦ ૧૧
અલ્પ સમય રહે લગ્નનો, તેવે વરને શોધાય;
સારૂં વિચારી સહૂ રિતે, કન્યાદાન અપાય—કરવો૦ ૧૨
ઉત્તમ તો રીતી એજ છે, હોય ચાલવા વાર;[3]
માણુસ જોઈ વિવા'કરો, રહે સંપ ને પ્યાર—કરવો૦ ૧૩

---

૧ લગ્ન થતા પેહેલાં થોડી મુદત ઉપરજ વિવાહ મળે એતો ઘણુંજ સારૂ કહેવાય.

૨ " લગ્ન કરવાને બે ત્રણ મહિના રેહેશે ત્યારે પુત્રીનો વિવાહ કરીશું " આવો વિચાર માતાના કે પિતાના મનમાં હોય અને તેથી સારા વરની શોધ ન કરે પરંતુ દૈવ યોગે તેનો બાપ ગુજરી જાય કે માતા ન હોય ત્યારે પાસેનાં મતલબી સગાં પોતાના સ્નેહી સંબંધીનો વિવાહ કરાવવા ખટપટ કરે છે; આવું પણ બને છે તેથી "આપણે જાતેજ જોઇને સારૂં ઠેકાણું નક્કી કરીએ " એમ ધારી વિવાહ મેળવી મુકે છે.

૩ લગ્ન પેહેલાં વિવાહ ન કરવો એવો ધારો થવાની વાર હોય=એમ બહુ મતે ન થાય એવું હોવતો.

માત[1] પિતા ગુણી શોધવાં, વિવેકી ને વિદ્વાન;
બાળક તેનાં નિશ્ચે ભણે, પામે સુખ બહુ માન—કરવો. ૧૪
કુળનો[2] ભરૂંસો કઈ નથી, ભાગે વતનથી પાય;
ગરિબ[3]જુએ વર જન ગુણી, આપે કંઈ પછિ સ્હાય-કર. ૧૫
માત પિતા કેળવાયલાં. એથી ઉન્નતી થાય;
કુળને વતન તે ન કામનું, ધન વિદ્યા ગણાય—કરવો૦ ૧૬
બીજી વિનય થકી વિનતી, રે'વા જ્ઞાતિમાં સંપ;
બંધ કરો રીત ભાતને, રે'શે જે થકી જંપ—કરવો૦ ૧૭
હોળી દીવાળીનાં ઓઢણાં, ગોયરો ને બળેવ;
કજીયાનું કારણ કાઢવા, ઉભારો' તતખેવ—કરવો૦ ૧૮
સર્જ્જન[4] સમય વિચારિયે, શુભ આપણી રીત;
કરિએ સમો વડશું વિવા, વૈર ને વળી પ્રીત—કરવો૦ ૧૯
બાય નકામી બલીષ્ટશું', શોભે સરખા વ્હેવાઇ;
કારણ સર્વની જાણમાં, નવ વર્ણવું ગાઇ—કરવો૦ ૨૦

---

૧ માબાપ જો કેળવાયલાં અને હાલનો સમય જોઇને ચાલે એવાં હોય તો તેનાં બાળક પણ તેવાંજ નિવડે ("માબાપ તેવાં છોકરાં" એ કહેવત પણ છે)

૨ હવે કુળનો હીસાબ રહ્યો નથી તેમજ ભાગ પડી ગયેલા ટુંકા વતનનો પણ મેળ રહ્યો નથી.

૩ સારા ડાહ્યા ડાહ્યા માણસો પણ ગરીબ ઘરના હોય તોપણ સારો વરજ શોધે છે અને પોતે પૈસાદાર હોયતો લગ્ન થયા પછી ભણાવવાને મદદ પણ આપે છે. (કેટલાક પાસે રાખીને ભણાવે છે પણ ખરા; આ બધાનું કારણ એ જ કે હવે કન્યાની છત થઇ છે)

૪ "સર્જ્જન સમય બિચારિયે, અપને કુલકી રીત; બરાબરી સોં કીજીએ, બિહા બૈર અરૂ પ્રીત;" } ઘણે ઠેકાણેથી સાંભળીએ છીએ.

મૂળ કુસંપને દુઃખનું, અણિયે હોંસની રીત;
બંધ થશે રીત ભાતનો, થાય નહીં વીપરીત—કરવો૦ ૨૧
જરૂર પડે જો વિવાહની, હોય કારણ ખાસ;
વર્ણવી રીત થકી કરો, કરી માણસ ક્યાસ—કરવો૦ ૨૨
લગ્ન[1] વિચારથી સહુ રહે, પ્હેલું કઠિણ છે કામ;
જેઠમ તે પણ સ્હેલ છે, પ્હેલાં સૂધરે ભામ—કરવો૦ ૨૩

## વર શોધવાની સમજણ.

### ગરબી

"મહીયારી મળી ચાલી મહી વેચવા"——એ રાગ૦

વિનતી આ મુજ સમજુ નર નારને.
ઘર સંસાર સુધરવા સુણવા યોગ્યજો;
[2]વધુ વરની જોડી માંડણ સૃષ્ટિનું,
હળિ મળિ લે સુખ વસ્તુનો ઉપભોગજો વિનતી૦ ૧
પત્નિને પતિ પતિ ને પત્નિ મળે,
થાય કજોડું નહિં તો, ધન્ય વિવાહજો;
માત પિતા લગ્ન કરી રાજી રહે,
દુખ પામે પુત્રી તો ઉઠે દાહજો વિનતી૦ ૨
[3]કુલિન ઘરે કણ કોટીમાં ના મળે,

---

૧ કન્યા વિક્રય વગરનો બીજો ચાલ=લગ્ન લેવાના વિચાર વખતેજ વિવાહ મેળવવાનો ચાલ જે ખેડાવાળમાં છે તે કેટલેક દરજે પસંદ કરવા લાયક છે પણ એક દમ બનવું મુશ્કેલ છે.

૨ કન્યા. ૩. કુલિન હોય ને ખાવાનું ઠેકાણું ન હોય, વતનદાર હોય ને વતન બીજાને ઘેર ગીરો હોય કે વેચાણ થવાની તૈયારીમાં હોય ને પૈસાદાર હોય પણ તે પાતળા જીવનો હોય તે એટલે સુધી કે શેરીમાં શળીઓ

વતનદારનું વતન હોય પરઘેરજો;
શ્રીમંત તે શર પણ શેરીનાં વીંણે,
પેટ ભરાં કઇ કઇ ઘરમાં અંઘેરજો    વિનતી૦ ૩
બુદ્ધિ વિના વિવેક વિણ સહુ વ્યર્થ છે,
સબંધ કરવો સાચો શોધી ઠામજો;
મદદ મળે રંગ રહે વ્હેવાઇમાં,
થાય કલેશ નહિં અંતર હોય વિરામજો    વિનતી૦ ૪
આપ સમા ઘરને પ્રિય ગણવું બહૂ,
જોવાં વરનાં સંપીલાં માબાપજો;
ક્ષમા અને વિનય વિવેકે જે ભર્યાં,
નિજ પુત્રીને પડે ન કંઇ સંતાપજો    વિનતી૦ ૫
[1]ઘર જોવું કલેશ થાય નવ જે થકી,
એવા ઘરથી વર પણ રૂડો હોયજો;
[2]વર રૂડો કુપાત્ર માણસ જો મળે,
વહુને કદા દુશ્મન જેવી જોયજો    વિનતી૦ ૬
ઘર જોતાં વર મ્હોટો ચહિને જુઓ,
ફેર રાખવો ઉત્તમ તો દશ વર્ષજો;
મધ્ય ગણ્યાં સાત પાંચનો છેવટે,
બુદ્ધાને બાળકિ આપ્યે શો હર્ષજો    વિનતી૦ ૭

---

વાંણુતો હોય ને કોઇ વળી સગાં વહાલાંને પેસવા ન દેતાં પેટજ ભરી જાણતાં હોય ત્યારે એવાં ને મ્હોટાં માની દી કરી આપવી તેમાં શુ સુખ?

૧ ત્રણ ચાર માળનું મ્હોટું નહીં પણ સારાં માણસો થી શોભી રહેલું.

૨ વર ઠીક હોય પણ કુપાત્ર માણસ હોય તે પણ ઠીક નહીં ( સાસરિયાં વહુને પાણી પણ ઉતરવા દેતાં નથી )

હદ દશાની [1]બિજ વરની રીતી જૂદી,
સારૂ મળેતો પાંચ વર્ષની છૂટજો;
અધીક થકી સુખ કશુએ નવ ઉપજે,
ઉપયોગી શી દોલત હોય અખૂટજો વિનતી૦ ૮
ત્રાસ સુખી તાશિર તો બિગડે નહીં,
રંડાપાનો સમય નજીક [2]ચાળીસજો;
પચાસમાં પાંચ રહે સૌભાગ્યનાં,
સાઠ થયાં તો ભજવા શ્રી [3]જગદીશજો વિનતી૦ ૯
ધન સુખને અમલ ગણ્યાં પ્રિય જે જને,
સંસારિક સુખનો ન કર્યો વિચારજો;
કન્યાનાં માત પિતા શત્રુ થયાં,
પાછળ પડિયા હાય હાય પોકારજો વિનતી૦ ૧૦
વૃદ્ધ જીવે પણ પુત્રી સુખ શું લીયે,
દોલતનો શું ભરવે કંઠે હારજો;
વિનોદની એસિ કરે શી વારતા,
ઓખાહરણ સુણો જો અનુભવ વારજો વિનતી૦ ૧૧
કાન રહ્યા સાંભળતા પગ ચાલતા,
ધ્રુજે કર ચક્ષુમાં ન મળે નીરજો;

---

૧ બીજવર=એક વખત સ્ત્રી ગુજરી હોય અને બીજી વખત લગ્ન થવાનું હોય તે. ( એવા બીજ વરને માટે ચાર પાંચ વર્ષનો વધારે ફેર હોય એ જુદી વાત છે )

૨ વરને ચાળીસ વર્ષ થયાં એટલે બીચારા સ્ત્રીને તો રંડાપો ભોગવવાનું નજીકજ આવ્યું કની ?

૩ સાઠ વર્ષનો પુરૂષ પરણે તે સ્ત્રીએતો પ્રભુ ઉપરજ આધાર રાખવો અને તે જ્યારે સૌભાગ્ય એક બે વર્ષ બક્ષે ત્યારે. ( હાલના વખતમાં સાઠ વર્ષનાની હાય પીટાતાં નથી )

શીરાવવા રાખ કરે નિત્ય કામની,
બ્હાર નીકળે પ્હેરી રૂડાં ચીરજો  વિનતી૦ ૧૨
વય એવી કોણ વખાણે વ્હાલથી,
વિવેક રાખી વિવાહ કરવો ઠીકજો;
[1]બાળપણે લગ્ન ન કરવું સાહસે,
દશની કન્યા વિસ વરને નહિ બ્હીકજો  વિનતી૦ ૧૩
વિવાહ જો મળશે કારણ કાંઈથી,
લગ્ન થવાની ના કહી કરવી વારજો;
વર ભણશે ફોક કિધાની ભીતિથી,
એ નિવડયે દિપશે વર વધુ સંસારજો  વિનતી૦ ૧૪
[2]ખુબ સુરતી જોવી આપ સ્વભાવ છે,
વચન પળેતો [3]વિવાહમાં છે સારજો;
ન્હાનું કહી અધિક રૂડુ ખાલી થતાં,
વિવાહ ભાગે તે જનને ધિક્કારજો  વિનતી૦ ૧૫

---

૧ વિવાહ તો સ્નેહને લીધે કે સંબંધ તાજો થવાને યા મદદને માટે કે પોતાના ખાનગી હેતૂનેલીધે વા કોઇ ખાસ બીજા કારણથી વેહેલો કે મોડો મેળવો પણ લગ્ન તો વખતેજ કરો.

૨ વર કન્યાની અરસપરસ ખુબ સુરતી જોવી કે નહીં તે પોત પોતાની પસંદગી ઉપર છે; કારણકે કેટલાક ગુણ પસંદ કરે છે ને કેટલાક રૂપને વખાણે છે પરંતુ ખુબસુરતી ગુણ આગળ કશા કામની નથી. (રૂપ જોવામાં ગુણ મળતો નથી ને ગુણ મળે છે તો કન્યા ગોરી હોય ત્યારે વર કાળો પણ હોય છે તેથી જોઇએ તે મળેજ એમ કાંઇ બનતું નથી )

૩ સારી વાતતો એજકે બહુ વેહેલો વિવાહ ન મેળવવો અને મેળવવોતો કયાં અને કયારે કે જ્યાં વચન પાળવા

વર વધુ ના વિવાહનું નક્કી થવા,
[1]સ્ત્રી મંડળ સાથે કરશો ન ઠરાવજો;
વાર નહીં લાગે ગળતાં થુંકિને,
ગરજ વખતતો બતાવશે બહુ ભાવજો. વિનતી૦ ૧૬
શ્રીમંત હોતો બનતું ધન આપજો,
પછિ કે પ્હેલાં કેળવવા વર અર્થજો;
કેળવણી એ ફળ મીષ્ટ ચખાડશે.
બિજી રિતે ખરચી ના દેશો ગર્થજો વિનતી૦ ૧૭
સાર એજ નવ બાળલગ્ન કરવું કદી,
બ્હીક રાખવી રખે કજોડું થાયજો;
કરિ શ્રમ વિધાપર આધારજ રાખવો.
સુખ પુત્રીનું જેમાં સર્વ સમાયજો વિનતી૦ ૧૮
કેળવણી કન્યાને દેવી એ ભલું,
દુરજન ચરચા સુણ્યે ન આવે પારજો;
લાજ તણી મુકવી નહિં મર્યાદા કઇ,
સુખનો પણ પ્હેલાં કરવો વિચારજો વિનતી ૧૯
[2]ન્યાત ગમેતો અપયશ બોલો મારો,
દ્વેષી ન ગણો ભલે વાતમાં માલજો;

---

નું પ્રમાણ હોય ત્યાં અને ત્યારે; બાકી પ્હેલું નક્કી કરીને વળી બીજું જરા શ્રીમંતનું ઘર મળી આવે કે તેનો પુત્ર રંડાય એટલે જુઠું બ્હાનું કાઢીને વિવાહ ફોક કરીને બીજે ઠેકાણે કન્યા દે તેમાં શો માલ ?

૧ વિવાહની વાતો અને ઠરાવ સ્ત્રીઓ સાથે ન કરતાં પુરૂષ સાથે કરવો કેમકે સ્ત્રીના બોલવાનું પ્રમાણ હોતું નથી.

૨ મ્હારા સ્નેહી સાથે સ્નેહને લીધે તેમજ વળી સંબંધને લીધે બીજા નવો સંબંધ થવા મારા પુત્રના વિવાહ

વિચાર સર્વે આપ હજૂરે દાખવ્યા.
સાર ગ્રહણ કરવાકે' જેઠાલાલજો    વિનતી૦ ૨૦

## * વિવાહ ફોકપર ફિટકાર.

### લાવણી.

"ગફલત ટોટા બડા દિવાના"——એ રાગ૦

બોલિ બોલિ કયમ ફરો નાગરો, કહો કેટલા[1]વરો કરોજી–ટેક

વગર વિચાર્યું કામ કરોછો;
કાંતો સારૂં જોઇ [2]ફરોછો;
આડા બોલો પણ ઉચરોછો

મતલબ આગળ કાંઇ ન સુઝે, [3]બ્હાનું આગળકરોકરો બો. ૧

નથી કોઇનું ઘર વર છાનું;
કુળ માણસ મોટું કે ન્હાનું,
જાણે સહુ શું છે ખાવાનું;

કરો જાણીને નજર ઠરાવી તોપણ બખતે સરો[4]સરો–બો. ૨

---

નો વિચાર કરી રાખ્યો છે તેથી હેતૂ ન વિચારતાં દુર્જનો ચરચા કરશે તો મને હરકત નથી. (રીતભાત કાઢવાને મેં પગલુ ભર્યુ છે)

* વિવાહ ફોક કરવાનો રિવાજ ઘણોજ ધિકકારવા લાયક હોવાથી "ફિટકાર" શબ્દ વાપર્યો છે.

૧ વરો=વરના બહુવચનને ઠેકાણે અને શબ્દ ગોઠવણીમાં 'વરો' એમ કહ્યું છે.

૨ સારૂં જોઇને=બીજે ઠેકાણે વળી વધારે સારૂં જોઇ ને ફરકી જાઓછો.

૩ મન ગમતું કરવા માટે નાહક બ્હાનું બતાવોછો કે વરની મા મરી ગઇ અથવા મામો ગુજરી ગયો કે પૈસા ખરચમાં પતી ગયા વગેરે.

૪ સરીજાઓછો=ખસીજાઓછો=બોલ્યું અબોલ્યું કરોછો.

સાત વર્ષે લગિ કરી સગાઇ;
પુત્રિ આપી બનિયા વ્હેવાઇ;
એકવારતો કર્યો જમાઇ,
[1]બાઇ ચલણથીબાઇબનીને ફરિ અવળાં ડગભરોભરો–બો. ૩
ખાવાં લ્યો ચણિયાને ચોળી;
ભુલાય નહીં [2] દિવાળી હોળી;
આખરતો હોળીની હોળી;
કરી [3]હોળિ રે'વાની ઓળી, જ્યાં કન્યા પરઘરે ધરો–બો૦ ૪
લુંટ નથી ગઇ ને છે લલુતા;
નથી સ્ત્રીઓને [4]ઘરની મમતા;
બહુ વર વાળા રે'છે નમતા.
નાચનારિનું વાંકુ આંગણું. વાંકુ પાડિ પરગણો ધરો–બો૦ ૫
[5]રહે જાનતે ખરચે ન્હાસે;
કાંઈ જોડવાથી પણ ત્રાસે;
રહાય ગામમાં પછિર્થી પાસે;

---

૧ બાઇ=સ્ત્રીઓ.

૨ હોળી અને દીવાળી ઉપર લેવાની રીતભાત તો ભુલાતી નથી.

૩ હોળી દીવાળીની રીતભાત લેતાં પણ જ્યારે બીચારાને ખાલી કરીને વિવાહ ટાળ્યો ત્યારે તો હોળીજ રહીકની ?

૪ પહેલાં એમ હતું કે નામીચા ઘર વાળી સ્ત્રીઓ રીત ભાત વખતે ઓછી વધારે હોય તોપણ પોતાના ઘરનો વિચાર કરી બોલ્લા બોલી કરતી નહોતી તો ફોક કરવાની તો વાતજ શાની પણ આજ તે મમતા કે મ્હોટાઇ રહી નથી.

૫ વિવાહ મળ્યા પછી પણ વરવાળાને જો જાન જોડવાની ઉગરે એવું ઠેકાંણુ મળતુ હોય અને કન્યા વાળાને જાન રાખવી ન પડે એવું થતુ હોયતો વાંધા વચકા પાડી વિવાહ

રીત ભાતમાં લઢી ઉઠીને, ભાગોછો કાં ગરિબ ધરો—બો૦ ૬
[1] મૂકોછો ખાંપણને આળો;
થાય સારૂ કંઇ જોતાં ચાળો;
થઇ દુશ્મન કાં વિવાહ ટાળો;
[2]ભાગ્યસદા આગળનું આગળ, ગરિબ હાયનહિં ઠરેઠરે—બો. ૭
સાત વારની સાસૂ થાયે;
બનેવિ બહુ સાળા કે'વાયે;
પુત્રી બહુ ઘર વહુ થઇ જાયે;
[3]વહૂ કહી તે વરીચુક્યા સમ.અનીતિથી કંઇડરો ડરો—બો. ૮
[4]ખરી ખોડ તે શરિર સબંધી;
વિવાહ પછી કન્યા જો અંધી;

---

ફોક કરે છે; આથી બિચારા કોઇ ગરીબને નુકશાન ઘણુંજ થાય છે.

૧ પોતાની મતલબ પાર પાડવાને માટે વિના કારણ કોઇના પર જૂઠું આળ મૂકીને કે ખોડ ખાંપણ બતાવીને વિવાહ ફોક કરે છે; પોતે વિવાહ મેળવતા પહેલાં જાણે છે કે આ વરને વર આવું છે છતાં વધારે સારા ઠેકાણાની લાલચે ખાનદાનીનો પણ વિચાર ન કરતાં ગમે તેમ વર્તે છે.

૨ " નસીબ બે ડગલાં આગળનું આગળ " એ કહેવત કેટલીક વખતે ખરી પડે છે અને એ ખરી પડયાના દાખલા ઘણા માણસોએ જોયા પણ હશે.

૩ આપણી પુત્રી એક વખતે આપીને વહુ કહેવડાવીને પાછી બીજે ઠેકાણે આપવી એ બહુ શરમ ભરેલુ છે.

૪ વરને કે કન્યાને શરીર સબંધી કાંઇ ખોડ વિવાહ કીધા પછી એવી આવી પડે કે તેથી જીવતા સુધીનું દુઃખ રહેતો વિવાહ ફોક કરવો એ જુદી વાત છે અને એ કરવાથી કોઇ કાંઇ કહી શકે નહીં કેમકે પોતાના પુત્રને કે પુત્રીને હમેશની હરકત વેઠવી એથી સર્વ કોઇનું મન દુખાય અને

જન્મ દુઃખી થાતાં નથિ બંધી;
નથિ સાસૂને નણંદ મરિ ગઇ,ન્હોય બોલએ કદી ખરો–બો. ૯
પર જ્ઞાતિમાં આથિ વગોણું:
પ્રથમ વિચારો જોવું નાણું[1]
નહિ ન્હાસિ જોયે મ્હોં જાણું;
ઉતાવળાના થાઓ વિવાહે,એ સુખ રસ્તો ખરો ખરો–બો. ૧૦
વિવાહ ટાળ્યે કુસંપ થાશે,
થતાં શત્રુ નહિં ઠરિ બેસાશે;
ક્લેશ થશેને દ્વેષ ભરાશે;
મતલબ એમાંલાભન મળશે.સમજો નારી નરો નરો–બો. ૧૧
વરને ઘર નહિ ન્હાસી જાશે;
અનુભવથી[2] સુખ ઝાઝું થાશે;

---

તેવું બનતા સુધી કોઇ કરે પણ નહીં પરંતુ વિવાહ મળ્યા પછી થોડે દિવસે કે મહીને સાસુ મરી ગઇ કે નણંદ મરી ગઇ કે એવો બનાવ બન્યો કે જેથી તેની જાતને કોઇ પ-ણ પ્રકારનું દુઃખ પડે નહીંતો પછી જે વાંધા પાડીને ખા-લી વાંકુ બોલી વિવાહ ટાળવો એ કુલીન પણાને અને મ્હો ટાઇને તેમજ ડહાપણને એબ લગાડનાર છે.

૧ વિવાહ મળ્યા પછી લગ્ન થતા સુધીમાં, કરાવરા કે બીજા કોઇ પ્રકારના આડ ખરચને લીધે, વર વાળાની સ્થી-તિજ રાંક કે નરમ માલમ પડે છે. ખાલી થતા કોઇ વરને, પોતાની એક ઠેકાણે દીધેલી પુત્રી વિવાહ ટાળીને તે ધારે-લે ઠેકાણે પૈસાદાર છે એમ માનીને કે, ફલાણાનું વતન કે મીલકત મળી છે યાતો મળશે એવા વિચારે દે છે એ પણ ભુલ ભરેલું છે; જો વિચાર કરવો હોયતો પહેલો કરીને પૈસાદાર વ્હેવાઇ કરવો કે પછી ખોટા વાંધા લેવાજ ન પડે તેમ વિના કારણે કોઇનો પુત્ર કુંવારો થઇ ન બેસે.

૨ બધા રસ્તા કરતાં સુખનો તો એજ છે કે અનુભવ

ઉતાવળું તે પછિ પસ્તાશે;

લાજફોકની રાખો જેઠમ,શીખ માનિ સુખ ઝરોઝરો–ઓ. ૧૨

## ઉગારવાની ઉંધી અક્કલ.

### ( લાવણી અથવા સવૈયા )

ન કામની કામનિની કુથલી, ડરિ નર સાંભળવા લાગ્યા;
બાળલગ્ન [1]કરથી કરીં દઇને,દિન હાથે દુખના માગ્યા—ટેક૦
કરજ ન્યાતનું જે કાઢેલું, બ્યાજ સહિત પૂરૂં કરવા;
દુઃખ વેઠી પરદેશ ફરીને, એ પૈસા ઠીક વાવરવા.
વેરો વ્હાલી ચીજ વેચીને. પડે આપવો જ્ઞાતિને:
નાક [2] આપણું કપાય નહિતો, ધન્ય નરોની છાતિને ! !
બંધ નથી દુખમાં દોરાવું, ભામા ભાષણ મન લાવી;
ઉગારવાને અવળું કરવું, આ સમજણ ક્યાંથી આવી ?
કરથી ઝાલી કરે કુહાડો, પગમાં મારી પગ ભાગ્યા—બાળ૦ ૧
બાર [3] વર્ષની બાળકિ સાથે, બે ત્રણની પરણાવો છો.
ચારનીને ચૂડો પ્હેરાવીને, મંડપ વચ્ચે લાવો છો

---

થયા પછીજ વિવાહની વાત કરવી.

૧ કરા વરા અથવા ખાવા ખવરાવવાના બોજા=વેરાથી.

૨ વ્હાલી વસ્તુ વેચીને પણ નાત જમાડવી અને નાતની વાહ વાહ લેવી એજ ખરૂં છેની કર ઘરનું પ્રસ્તુત ઘસાં કાઢતાં નાક કપાય, આવું ઓછી અક્કલનાં સ્ત્રી પુરૂષો સમજે છે.

૩ મ્હોટી પુત્રી દશ વર્ષ કે બાર વર્ષની પરણાવવાની હોય તે સાથે માત્ર નાતનાજ ખરચ માટે બીજી એક બે ચાર પાંચ વર્ષની પુત્રીને પરણાવી દેવાનો દુઃખ દાયક ચાલ પડયો છેપણ છેવટનો નફો તોટો કોઇ જોતું નથી કે આ૦નકામી ન્યાતની કુથલાને લીધે થતી કર કસર મજરે આવશે કે નહીં.

પાંચ વર્ષમાં પીઠી ચોળી. પાનેતરને પ્હેરાવી,
પાછળનું જોતા નથી કાંઇ. દયા દીકરીની લાવી.
મંગળસૂત્ર[1] ધરાવી કંઠે, મંગળ શું શું વિચાર્યું ?
પ્હેલું કામ આ મંગળ કીધું, બાળકોનું બુરૂં ધાર્યું.
પુત્ર પુત્રીના હિત કર્તાતે,આજ થકી દુશ્મન[2]જાગ્યા—બાળ. ૨
પ્યાર ગયો ક્યાં પૈસા માટે ? જોખમમાં શીદને પડવું;
ત્રેવડ[3] કાઢી બેવડ કરવું. ઉગારતાં પડશે રડવું.
પુત્ર પુત્રીનાં માત પિતાને, બાળ લગ્ન દુઃખ દેનારૂં;
મોત નિપજતાં એક જીવનું, ઉભય પક્ષને નહિં સારૂં.
નફો[4] ખોટ ત્રેવડની ગણજો. હિસાબ ગણજો વિદ્વાનો;
ઉભય પક્ષ હળશે મળશે, શું, સંપ જંપ રે'શે શાનો.
ચરચા ડરથી ઘસીકાઢતાં,ઘાવ સખત સહુનેવાગ્યા—બાળ. ૩

---

૧ કન્યાદાનમાં બાપના ઘરનું મંગળસુત્ર વગેરે બીજા શક્તિ મુજબ દાગીના હોય છે તેમાં ભારે મંગળસુત્ર છે; એ મંગળસુત્ર આપણે મંગળ થવા આપીએ છીએ કે પગરણુ ઘસી કાઢવા તેનું અમંગલ થવાને માટે. ?

૨ આજથીજ દુશ્મન ઉભા થયા.

૩ કરકસર કરવા જતાં બમણું ખરચ અગર ખરચથી કદી ઉગરો તો કોઇ વખત બમણો બળાપો થવાનો પણ જમણ ઉગારવા જતાં સુખી થવાના તો નહીંજ

૪ એક પગરણ એટલે પુત્રી પરણાવતી વખતે બીજી છેક ન્હાનીને સાથે દોરવાથી ખરચ ઓછું થાય છે એમ નફો નુકશાન સમજ્યા વિનાનું બોલવું વ્યર્થ છે; વખતે ઉગરે તોજ માંડવાનોજ ખર્ચ; બાકી પ્હેરામણી વગેરે ખરચ કન્યાના બાપને બચતો નથી અને છેવટના નુકશાનનો બારીક વિચાર કરે અથવા પુત્રીનું સૌભાગ્ય ધારો કે કાયમ હોયતો પણ તેથી તેનો પતિ મ્હોટી ઉંમરે તેના ડહાપણથી અરસ પરસ સુખી થાય છે કે નહીં એ વિચાર કરેતો

નાક જાય છે ખરચ કર્યા વિણ, કુ ચાલથી કો'નું રે'શે?
બચપણથી વિધવા થઇ તે શું, નાક વધારી સુખ દેશે?
ખરો[1]ખોટી પણ વાત થશે, તો ઉપર ઘી નહિં સંભારે;
વાહ વાહ તો જશે વેગળી, ખરચ્યું પડશે વિસારે.
સગાં જમાડી પગરણ કરવું, હજાર ગણું સારૂં એથી;
[2]જુઓ દક્ષણીનાં દ્રષ્ટાંતો, ડરો ન કરથી સુખ જેથી.
અવળીકસરેઘણોઅળાપો,ભુસાયનહિંએદિનદાગ્યા—બાળ. ૪
પ્રસ્તુત આવ્યે વિચાર ન મળે, વિવેક તેતો ન્હાસે છે;
*સીમંત ભેગી પુત્રી પરણે. જનોઇ તેમાં પાસે છે;
વખત જુએ નહીં ત્રણેયમાંકો, ભેગુ કરીને પરવારે;
વિઘ્ન આવતાં સુખ પરવારે. કસર અર્થ ના કંઇ સારે;

---

કસર કશા પણ ઉપયોગની નથી. ચાર વર્ષમાં તે ગાંડી છે કે ડાહી તે પણ શું જણાય તેમ પુત્રીના બાપની કર કસર થી વરના બાપને પણ શો લાભ! અર્થાત કાંઇજ નહીં.

૧ બચપણથીજ જે વિધવા થઇ છે તે વિકાર વિનાની હોય તોપણ તેની કાંઇ વાત થઇ તો તેના પિતાનું ઉપર ઘી પીરસેલું આ એબ ઢાંકવા શું સમર્થ છે!

૨ દક્ષણીમાં લગ્ન અને જનોઇ વગેરે ખરચની બાબતમાં બહુ સારો રિવાજ છે. તે એ કે ગામમાં જથો વધારે હોય તોપણ શક્તિ પ્રમાણે ખરચે; એટલુજ નહીં પણ ઘણું થોડું ખરચ કરવા પરગામ જાય અગર નોકરી હોયતો તેજ ગામમાં લગ્ન કરે અને વખતે કન્યા લેઇને પણ સામા જાયઃ આમ કરવાથી નાગરોના ઉંધા સમજવા પ્રમાણે તેમનું કોઇનુ નાક કપાયું દીઠું કે સાંભળ્યું નથી.

* દીકરાની વહુને સીમંત આવ્યું કે દીકરી ચાર વર્ષની હોકે પાંચની હો પણ તેને પરણાવી દેછે,અને સાથે છ સાત વર્ષનો દીકરો હોય કે પુત્રી પરણવાની ન હોય પણ ત્રણ ચાર વર્ષનો પુત્રજ હોયતો, તેને પણ સીમંત સાથે દોરે છે અને

સમય વિના કશું એ નવ સારૂં, ખમવું દુખ ને શું દેવું.
ખરચ કર્યે યશ મળવાનો નથી. નથી જ્ઞાતિનું એ દેવુ.
શાસ્ત્રસાચવો આપ વિચારોનહિંતો દુખઝાળે દાઝ્યા—બા. ૫
કરી મૂકવો વિવાહ ફોકટ, વય જોયા વિણ તે $ શાને ?
વરઘર કે કન્યાની છતથી, ધારી મૂકે કન્યાને;
શ્રેષ્ટ વાત એ નિવડયું જોવું, વિવાહની મધ્યમ વાતો;
ભલે મળે પણ લગ્ન ન કરવું, ઉગારવા ચારે નાતો;
વિવાહ માટે વલખાં ન કરો, વખતે હા કહો તે ક્યારે;
ઉભય પક્ષ રૂઢી સૂધારે, રીતભાત નવ લે જ્યારે.
રીતભાતએકુસંપદુખ મુળ,વિવાહકઇજણના ભાગ્યા—બા. ૬

---

જનોઇ દેવાને પુત્ર ચૌદનો કરી, કન્યાને મ્હોટી થવા દેછે; મતલબ કે માત્ર કરાવરાનાજ બંધનને લીધે ઉપરનાં ત્રણેયમાં અવિવેક વાપરે છે. પણ મતલબ વખતે શાસ્ત્રનેતો મૂકીજ દે છે; પછી દીકરો સંધ્યા ન કરેતો અથવા વિદેશ ભણવા જવા કે યશ મેળવવા જવા ઉભો થાયતો તેની નીંદા કરવા તૈયાર થાય છે.

$ મ્હારો મત બહુધાતો એજ છે કે છેક ન્હાનપણથી પુત્ર પુત્રીનો વિવાહ મેળવવા રઘવાટ કરવો નહીં અને ઉત્તમ વાતતો એ છે. પછી સારૂ ઘર વર સાથે કન્યાની છતને લીધે નહીં મળે એવો શક હોય, અથવા કોઇપણ રીતે વિવાહ મેળવવાથી કુસંપ નહીં થાય એમ સંભવતુ હોય, યા કુસંપનુ અને ખાટું મન થવાનું મુખ્ય કારણ જે રીતભાત લેવાની ખરાબ રૂઢી પડી છે તે ટળતી હોય=રીતભાત આપવી કે લેવી નહીં એ વાતથી ઉભયપક્ષના બંધાતા હોયતો—ઘસી કાઢીને ચાર વર્ષની કન્યાને પરણાવી દેવી તે કરતાં વિવાહ મેળવી રાખવો. પણ બન્ને નિવડયા પછી શક્તિ પ્રમાણે ખરચીને લગ્ન કરવું હજાર દરજ્જે સારૂં છે. (મારી મતલબ એમ નથી કે ખોટી એસવું પણ લગ્ન કરતાં એ ઠીક) એકદમ સુધારો થઇ શક-

મળ્યા વિના મ્હોટાઇ લેવી, [1]ચરોતરે હઠ લીધીછે;
તણાઇ કીધું સર્વ જુએ છે, પણ સમજણ ક્યાં સીધી છે!
ચાર પાંચની પુત્રી રાંડે, તે દુખ પામે બીચારી;
[2]પુત્ર પિતા બે વાતે દુખિયો, પુત્રી તાતને દુખ ભારી
[3]મરણ ક્રીયા કરિ પાછું બળવું, જનોઇ દીધામાં એવું;
ચાર પાંચનો બ્રાહ્મણ કરિને, મુએ આપવાનું દેવું.
ઉગારવું કે બમણું કરવું ત્રેવડને ચરણે લાગ્યા—બાળ. ૭
લગ્ન માંહિ સીમંત કરીને, જુઠા પડી સુણવી હાસી;
ક્રીયા માત્ર કરવી, કે કરવી, ન્યાત એક આપણિ ખાસી;
લાવી બોળે ઉભું કરવું, કરી હાથ ધોવા ઠરવું;
શાસ્ત્ર રીત તેથી તો સારી, તણાઇ શા માટે કરવું?
ભાવનગરના લેશ ન ભૂલ્યા, રાજનગરનો રંગ રહ્યો;
બારમાંહિ પણ બ્હાર કરે છે, કોણે યશ આપણો કહ્યો?
જેઠમ કે'છે ચેત ચરોતર, જાણ્ બાર નહિં તો વાગ્યા—બા.૮

---

કતો નથી અને તે સર્વને અવરૂં લાગે પણ ધીમે ધીમે રૂઢી સુધરતી જાય.

૧ પેટલાદ, ખંભાત, વડોદરા વગેરે આ તરફનાં ગામ અમદાવાદ, સુરત અને ભાવનગર વિનાનાંને ચરોતર કહે છે=ચરોતરના નાગરો એવું કહેવામાં આવેછે.

૨ એક દુખતો પુત્રના મરણના શોક સાથે કરજ કરીને પરણાવ્યો હોય તે અને બીજુ તેની મરણ ક્રીયાનો ખરચ કરી સંવત્સરી આદી કરતાં કરતાં શોકની યાદગીરી રાખવી વગેરે.

૩ દીકરી વિધવા થવાથી તેના પિતાન તેનું જીવતા સુધીનું દુઃખ જોઇ બળવું, અને નાનપણમાં પરણાવેલી ગુજરી જાયતો તેરમું, મસીસા અને વરસી વગેરે રૂઢી મુજબ કરી, પેહેલાં કરેલી કરકસરનું દીવાળી બાકી સાથે વ્યાજ આપી, વ્હેવાઇ સાથે બોલવાનો વ્યવહારાદીક બંધ ક-

# ફેરવવા લાયક રિવાજ.

## પદ.

"મન માનેનહિં,સોફેશ સમજાવું તોય શું થાય"—એ રાગ.

વીર વડનગરા, નાગર હિત માટે આશ્રમને વિનતિ;
શ્રમ સફળ કરો, કરો સુધારો સંપથકી લઇને મતિ—ટેક૦
નીજ જાત સુધારી પછિ ઘરને, ઘરમાં થઇ એક મતે પરને;
જણવો પછિ જ્ઞાતિના નરને———વીર૦ ૧
કાયમ ધારા સુખ દાયક છે, અસલી મતનાં જન સ્હાયક છે;
ફળ જોતાં સર્વ ન લાયક છે———વીર૦ ૨
કંઇ શરમે વ્હેમે નથિ ટળતા, કંઇઆળસુ ભેગા નથિ મળતા;
નથિ ગરજ રાખતા બહુ રળતા[1]———વીર૦ ૩
નથિ ગરજ પુત્રપરિવાર[2]વિના,કંઇ ધરતાનથિ કાનેજ બિના;
આગળ પડતા નથિ જ્ઞાતિના———વીર૦ ૪
નથિ પર ઉપકારે શું મરજી, ઘર સળગે ઉઠે નવ ગરજી;
શું ભાગ્ય ભુલાવે છે હરજી———વીર૦ ૫
ઇચ્છા શું આવી હાટકની, વેળા આવી આ નાટકની;
કરિ ખુવારી હાથે આવકની———વીર૦ ૬
નથિ દોષ હું જાણું તેનામાં, દુખ ખમવું આળસુ રે'વામાં;

---

રી, જીંદગી પર્યંત દીલગીરી રાખવી કે સાંભરવાથી દીલગાર થવું વગેરે. અને જનોઇ દીધેલુંજ ગયું ( ચાર પાંચ વર્ષનો પુત્ર ) મરણ પામ્યાથી મ્હોટા માણસની પેઠે તેની ક્રિયા પડેલી રૂઢીથી કરતાં જતાં આંસુ પાડવાં એ સઘળું માત્ર ઘસી કાઢવાને અને કર્યું કહેવડાવવાને માટેજ; શરમ છે એ દુઃખ હાથે માગી લેનારને ।।

૧ વધારે રળનારા ગરજ રાખતા નથી.
૨ જેને સંતતિ નથી હોતી તે પણ ગરજ રાખતા નથી.

નથિ બાકી કુસંપ કે'વામાં————વીર૦ ૭
છે દોષ આપણા તેજ નડે, દુઃખ બાળ લગ્નથી આવિ અડે;
અવગુણ એમાંથી સર્વ પડે————વીર૦ ૮
વહિ જાય શું વિવાહ કરવામાં, શું લ્હાણુ પાલણે ઠરવામાં;
શું પ્હેરી ઓઢી ફરવામાં————વીર૦ ૯
નથિ મળતું કન્યાની માને, શું અન્ન નથી ઘર ખાવાને;
નથિ વસ્ત્ર છોરુ ઢંકાવાને————વીર૦ ૧૦
ક્યાં વર કન્યા કહો ન્હાસે છે, નથિ જાતું નાણું પાસે છે;
ઉલટી મુર્ખાઇ ભાસે છે————વીર૦ ૧૧
કંઇ જન કન્યા [1]લે છે ખોટી, પછિ ફેર બદલિ ગણિને ખોટી;
બદલાને બદલે જો મ્હોટી————વીર૦ ૧૨
યુક્તિ ઘર કાયમ રે'વાને, ખરૂં ખોટું તે કહિયે કા'ને;
સદ્‌ગૃહસ્થ ચઢતા તોફાને————વીર૦ ૧૩
બાળક વર કન્યા ગત પામે, સંબંધ ટળે નવ દે નામે;
એ માંહિ કુસંપ અધિક જામે————વીર૦ ૧૪
બાળાપણુમાં નવ જ્ઞાન જડે, બ્હેરૂં મુગું શી ખબર પડે;
પરણી બે સામા સામિ રડે————વીર૦ ૧૫
નથિ જોતાં વય ઓછી વધતી, કન્યા મ્હોટી તે નથિ નડતી;
છે આવી એથી પણ પડતી————વીર૦ ૧૬
ફળ કહુછુ સુણજોનરસઘળા,આ ધ્યાને ધરજો વળિ અબળા;
જેઠમને ખિજશો નહિં અવળા————વીર૦ ૧૭

---

૧ સારૂં ઘર અગર સારો વર કે કન્યા જતી રહેશે એમ ધારીને વર કન્યાનો વિવાહ જલદી કરી મુકે છે પછી વરવાળાને કન્યા મોટી પડે છે કે ગમતી નથી ત્યારે ન્હાની માગી લેછે.

## પદ-૨

### રાગ-એજ

વર કન્યાને બાળપણે પરણાવ્યે નિપજે હાનિ;
અવળુ કરતાં, થાય અવળુ ત્યાં મોજ મઝાતો શાની—ટેક.
લ્હાવો લેવા ભામનિ ભોળી, હઠ લેઇ ઉઠાડે છે હોળી;
વિષ પાય સમજજો એ ઘોળી————————વર૦ ૧
અવળું સમજે જે લગ્ન થયું, પરવાર્યા કરવાનું ન રહ્યું,
આપણું દુઃખ હવે દૂર ગયું————————વર૦ ૨
ખાવા પીવા જેના ઘરમાં, તે જણાય [1]કળહીન નહિં વરમાં,
કુળવાળો [2]પૈસા નહિં કરમાં————————વર૦ ૩
વેચાયું તોય વતન વ્હાલું, ઘર મ્હોટું પણ કણ વિણ ઠાલુ;
મુઠી બાજરિતો રે'શે ચાલુ————————વર૦ ૪
વર જોનારાતો છે વિરલા, બૈરાંથી કાયર વ્હોરે [3]બલા;
નર દબાય દાએ નારિ ભલા————————વર૦ ૫
માબાપો બેનો ભવ બાળે, સ્ત્રીને સુખ શાનું સુખ કાળે;
ભણતરમાં ભાઇ શિદ ભાળે————————વર૦ ૬
બચપણથી બોજો બેઉ વહે, મનમાં અમુઝાય શિ વાત કહે;

---

૧ જેના ઘરમાં ખાવાપીવા સારી રીતે હોય છે અને જે વિદ્વાન હોય છે તથા અધિકારી ગણાય છે, અને ટુંકામાં સર્વ વાતે સુખી છે તેને પણ કુળહીન ગણે છે; કુળ એ પોતાનાં કૃત્ય ઉપર આધાર રાખે છે. વખત હમેશાં સરખો રહેતો નથી.

૨ પૈસે ટકે જે દુખી હોય અને ટુંકામાં સર્વ વાતે જે હરકતમાં આવી પડ્યો હોય તેને સેંકડો વરસ સુધી કુલીન ગણવો એ શું સુખાઇ નથી.

૩ નઠારૂં (દેવાદાર વતનદારના ઘરનું ભણ્યા વિનાનું

સુખ વખતે સુખ નહિં દુઃખ રહે——————વર૦ ૭
વય બાર ચૌદની વર [1]કેરી, વળગાડે સોળતણી [2]એરી
નિપજે ફળ એમાંથી ઝેરી——————————વર૦ ૮
વર ભણે ભણે કન્યા ભણતર, યૌવન નરખાવે પાક નજર;
સંતતિ ભલિ થાય શું આ હર હર!!————વર૦ ૯
અણુ બનાવમાં શું કે'વાનું, મન ન મળે હસવું તો શાનું;
સ્ત્રી શુદ્ધ નરે' કાઢે બ્હાનું——————————વર૦ ૧૦
ભમતી થઇ બચપણથી નારી, લજવી પેઢી બાપનિ મારી;
સાસરિયાં થાકે ઉચ્ચારી——————————વર૦ ૧૧
વ્યભિચારે આડો આંક વળે, નહિં લાજ નફ્ટ કો'કેમ ખળે;
પર નર શું સાચે જીવ મળે——————————વર૦ ૧૨
કંઇકાયર થઇ વરભણવાથી, કે' સુખ નયિ કાંઇ [3]પરિક્ષાથી
કંઇ ભિડાઈ નારી પૈસાથી——————————વર૦ ૧૩
મન જુદું સ્ત્રીને માર પડે, નવ લાજે લાજ વિના શું રડે;
ફરી ધાર્યું થાય કુબુદ્ધિ વડે——————————વર૦ ૧૪
વર અભણરહે સંસારનડે, નહિંતો ન ભણાય ન બુદ્ધિ જડે;
બર ઉમેદ નાવે દુઃખ અડે——————————વર૦ ૧૫
કાયર કાયર થઇ વીમાસે, ખરચે દેવાથી બહુ ત્રાસે;
પણ ઉપાય શો કો' ક્યાં ન્હાસે?——————————વર૦ ૧૬
લ્હાવાથી માત પિતા રાજી, વેળા નવ થાય કદી તાજી;
બિગડે છે છેવટ લગિ બાજી——————————વર૦ ૧૭
નિર્બળ પુરૂષે જે કીધિ પ્રજા, કયમ જીવે તેના મરદ અજા;
પરવારી જાણો સર્વ મઝા——————————વર૦ ૧૮

---

ઓડું શોધી કાઢે તે)   ૧ વરની. ૨ સ્ત્રી.

૩ ભાઇ મ્હોટી મ્હોટી પરિક્ષાઓ આપતા હોય પણ કજોડું હોય તેથી બાઇને શું સુખ?

બળ હિંમત વિણુ શું નામ કરે, માર્યા નવ દીઠા તો શું મરે;
આ બાળલગ્ન દુખદાઇ ખરે——————————વર૦ ૧૯
આથી જ્ઞાતિ ગઇ છે ભાગી, મુળ જણાયજો જોશો જાગી;
નહિંતો થાવાનું વૈરાગી——————————વર૦ ૨૦
દુખ પડતાં દેખી કાં ન ડરો, હાંસીલા થઇ શું લગ્ન કરો;
જેઠમ કે' લ્યો સુખ પંથ ખરો————————વર૦ ૨૧

## ભણતરમાં કસર વિષે.

### પદ.

"પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાયે"———એ રાગ.

કહો કયમ કસર કરો ભણવામાં,
નથિ કસર પલ્લું [1]ગણવામાં, નથિ કસર માળ [2]ચણવામાં;
નથિ કસર [3]વતન હણવામાં——————————કહો૦ ટેક૦
[4]ખપનામાં ખમચાઓ નાગર સાગર બુદ્ધિ શાના;
કામ વિના કૂદો છો કો' કયમ, નથી થવાતું ન્હાના ?—કહો.૧

---

૧ લગ્ન થતા પહેલાં પલ્લું પરખાવવામાં કોઇપણ રીતે કસર નભતી નથી કેમકે જો કદી ઓછું પડે તો તોરણે આવીને ઉભા કેમ રહેવાય ?

૨ દેવું કરીને ઘર કરવામાં પણ કોઇ કસર રાખતું નથી એટલુંજ નહીં પણ ઘર હોય છે તોયે સુવાની મેડી અગર બેસવા ઉઠવાની જગો કરજે કાઢીને પણ સુશોભિત રાખે છે.

૩ કરાવરામાં અગર નકામા મમતને માટે તકરારમાં વતનના ખુડદા કરવામાં પણ કસર રહેતી નથી. (મતલબ કે ઉપરની ત્રણે બાબતમાં કસર કરતા નથી ને ભણાવવામાં શામાટે કરોછો)

૪ જે વિદ્યા આપવા જેવી ખપની વાત છે તેમાં ખમ

બાળકનું હાથેજ બિગાડો, કેવું સગપણ સાચું;
દુખનું સુખ સુખનું દુખ માન્યું, પાકું તે ગણ્યું કાચું—કહો. ૨
ચોળા ચોળી ચોપડી લેવા, વ્હેલી આવે વાઇ;
દે કન્યાતો કરજ કરીને, ચાર કરો ચીનાઇ——કહો૦ ૩
શિક્ષકને કો' સાદું શિખવવા, ભીંડ પડેછે ભાઇ;
મ્હો જાણામાં મંદીર મૂકો, ત્યાંતો ભીંડ સુકાઇ——કહો૦ ૪
ખરચ પુત્રને સારું ન પ્હોચે, કઢાય નહિ પરગામે;
કરા વરામાં પ્હેલું પ્હોચે, લવાય ઘઉં ઘી નામે—કહો૦ ૫
દૂધ ઘી તણી પરે દવાઇ, ભણવું[1] કોરા કરડી,
લગ્ન તેરમે કરવાં ટાંકાં, પરવું મૂછો મરડી——કહો૦ ૬
સીમંત[2] સાધર સ્ત્રી આરોગે, ભાઇ ભણે ત્યાં ભૂખ્યો;
કે'વું વહુનેઆજ શું ખાશો, પુત્ર ન દિલમાં દૂખ્યો—કહો૦ ૭
ઘર ફેડીને કરવું તીરથ, એથી શી ઘેલાઇ;
જણસ વેચિને કરી જલેબી, પ્હોચી કેમ કમાઇ—કહો૦ ૮
કર આપ્યામાં કસર નભે નહિં, લુંટે જયમ લુંટારા;

---

ચાઓછો ને એમ કહોછો કે ક્યાંથી લાવીએ ને બીજાં ફ-રાવરા આદી ન કરવાનાં કામમાં ખાલી મ્હોટાઇ લેવાને માટે શામાટે કુદી પડોછો?

૧ ગામ કે પરગામમાં પુત્રને ભણવા માટે મોકલ્યો હોય ત્યારે ખરચથી ડરીને એમ કહીએકે દુધ ઘી સંભાળીને વાવરજે અગર આપણે બરોબર ખરચી આપતા ન હોઇએ તેથી તે બિચારો તે વિના ચલવતો હોય પણ લગ્નનો દિવસ આવે કે મા બાપનું તેરમું આવે ત્યારે તો ઘી તમારે કર્યા વિના કેમ ચાલે.

૨ સ્ત્રીને સીમંત હોય છે ત્યારે તેને સાસરે સારૂં સારૂં મનગમતું ખાવાનું કરી આપે છે તેને સાધર કહે છે તે તેને માટે ગમે તેમ કરીને થાય પણ પુત્રને માટે મગજ સુધારવા ઉપાય આવો કેમ થતો નથી?

દાન દક્ષણા દાબી લે છે, ક્યાં ત્યાં [1]કારાપારા——કહો૦ ૯
જનોઇમાં તો જમણો જૂદાં, સીમંતમાં સરસાઇ;
લગ્ન દિવસ ચાહી લ્યો જૂદા, કસરન જાય તણાઇ–કહો૦. ૧૦
ન્યાત કરે કો ચાર દિવસતો, પાંચ આપણે કરવી;
એતર છે ખુડદા કરવાને.ફિકરન ત્યાં લગિ ધરવી–કહો૦ ૧૧
દિલ દુખાતાં દાપાં દેવાં, કરજ કોઇનું કાઢયું;
કસર કરી જો ઊપર ઘીમાં, ઠરે નાક તો વાઢયું—કહો૦ ૧૨
મળે નહીં ને મળ્યું જણાવો, લાલ ગાલ લપડાકે;
ભણાવવા ના મળે ફિકર નહિં, સુખની વાતે થાકે–કહો૦ ૧૩
ખરચ ખુટણમાં ઓછાં જોવાં, હાંસ કાઢવી હરખી;
ગમારછોરે' ઘરનો બાળક, ફિકર ન લીધો પરખી–કહો૦ ૧૪
ખરચ ખુટણને કરા વરા સહુ. ઉધારનો છે ધંધો;
જમે થવાની એકજ વિદ્યા, સમજે નહિ તે અંધો–કહો૦ ૧૫
પરણાવી પરવારી બેઠા, નામ તણું પરવાર્યું;
વિણ વિદ્યા પેઢી પણ ડૂબી, ધૂળે મળશે ધાર્યું—કહો૦ ૧૬
કસર[2] કરો પાંચા બોળ્યામાં. કસર કરી કર કાપો;
વિવાહની વાતો મૂકીને, વિદ્યામાં ધન આપો——કહો૦ ૧૭
નાચ રંગ વરઘોડા વ્હાલા, દારૂ શિદ સળગાવો;

---

૧ આનાકાની કરવી તેને કારાપારા કહે છે. ("કારાપારા" આ શબ્દ બહુ ઠેકાણે બોલાતો સાંભળીએ છીએ.)

૨ પાંચા બોળવામાં એટલે ઉપર ઘીના જમણ માટે પડીઆમાં ઘી લેઇ હાથ ઘી વાળો કરવામાં અને ટાંકાં કરવામાં કસર કરો તેમજ નકામા કર જે કાયમ થઇ પડયા છે તેમાં કસર કરો મતલબ કે તેને ઓછા કરો કે મૂળથી કાઢી નાંખો; અને નાનપણથી વિવાહ મેળવવાની વાત છોડી દેઇને બાળકને કેળવણી આપવામાંજ પહેલા પૈસા ખરચો કે જે છેવટ સુધી સુખ આપે.

લાવોછો પૈસોએ ક્યાંથી, ભણાવવાને લાવો——કહો૦ ૧૮
વિદ્યાથી ઘર પણ બંધાશે, મળશે વતનો વાંટા;
કલમ લાવશે અમલ હાકમી, એમાં યશના પ્રાંટા કહો૦ ૧૯
વિદ્યા નાગરનેજ વરેલી. કેમ હવે કે'વાયે:
નડી કસર એનાગર ક્યાંછે, ખણી ખોતરી ખાયે[1]–કહો૦ ૨૦
કર[2] પૈસો ભણતરમાં નાખો, ત્રેવડ એ કરવાની;
વિદ્યાનું દેવું તે લ્હેણું, વાર વાળતાં શાની——કહો૦ ૨૧
તરવાની જો રાખો ઇચ્છા, સુધારવા આ સ્થિતિ;
ભીડ વેઠીને બાળ ભણાવો. ભાગે સર્વે ભીતિ;—કહો૦ ૨૨
બાઇ ભાઇને શિક્ષા આછે, વૃદ્ધ સુણો આ વાણી;
વિચાર અસલી અમને દુખદે, મૂકો કરુણા આણી–કહો. ૨૩
ઉંધી બુદ્ધિથી હાલત આ, આડાંની આડાઇ;
તર કરતાં નારીના ચલણે, બેઠા ધોઇ ન્હાઇ——કહો. ૨૪
ચલણ શમાવી વિદ્યા આપો, ખરચો હોંસે વ્હાલે;
ભણિને ભેગું કરશે બાળક, ધાર્યું જેહાલાલે——કહો. ૨૫

## સ્ત્રી કેળવણી વિશે.

### ગરબી

"જન જનાવરની મળી, મેઘાડંબર ગાજે"——એ રાગ
નાગર નર સુણજો ત્હમે, આ વિનંતિ મ્હારી;
નારી નાગરી નાતની, નહિં અભણ ઉચારી. ૧
અન્ય જ્ઞાતિની નારિયો, બહુ અભણ રહેલી,

---

૧ જેમ તેમ કરીને ગુજરાન કરે છે.

૨ ગમે તો કરનો પૈસો ભણતરમાં નાખો એટલે કે તેનું ભંડોળ કરીને વિદ્યા ભણનારને મદદ આપો.

તે વેળા નાગર નારીની, વિદ્યા કીર્તિ થયેલી. ૨
અન્ય જ્ઞાતિમાં એ [1]હવાં, વિદ્યા વેલી પસરતી,
ભણતર કાંઇ ભણી કરી, તેની નારીયો ફરતી. ૩
તો નાગરાણી શાણિયો, કેમ સંતોષ રાખી,
અધવચ અટકે, ના વધે, સ્વાદ [2]વિદ્યાનો ચાખી. ૪
શાળામાં શિક્ષણ હાલમાં, નાગર બાળકી લેતી,
કક્કા કિકી કરી તેટલું ભણિને પછિ રહેતી. ૫
કાગળ લખતાં વાંચતાં, ભાગો તૂટો શિખીને,
શાળાથી ઉઠિ પરવારતી, જાણે વિદ્યા જિતીને. ૬
અધ ભણિ હાવી બાળકી, ચાલી ઝટ સાસરિયે,
ને મૂક્યુંજ વિસારિને શીખ્યું શાળામાં જરિએ. ૭
આગળ વધવાની વાત શી ? વર્ષ પાંચેક માંહિ,
[3]ઝાંઝર બકરાંની લઇ, માડી ફરતીજ જ્યાહી. ૮
વયનાં કજોડાં વહિ ગયાં, હશે થોડાં થોડાં,
તોય રહ્યાં અન્ય રૂપથી, હજી જ્ઞાન કજોડાં. ૯
અધ ભણી નાગર નારીને, નર ભણતર પૂરો,
જ્ઞાન વિજ્ઞાનને પામિયો, વર મળતો રૂડો. ૧૦
જ્ઞાન સમાન મળે નહિં જ્ઞાન વાર્તા શી જાણે ?
ઉત્તમ [4]ગોષ્ટી સુખડું, દંપતી ક્યાંથી માણે ? ૧૧
વિરલા વિનોદ વિદ્યા તણા, હાવાં જોડલાં માંહિ,
લગ્ન પૂછી કદી નારિયે, વિદ્યા ચલવીછ જ્યાંહિ. ૧૨

---

૧ હવે. ૨ વિદ્યાનો સ્વાદ ચાખ્યા છતાં અધવચ અટકી શા માટે જાય છે ?

૩ એવી એક રમત છે. ( એક છોકરીને વળગીને બાજી ને બીજી પાછળ ત્રીજી એમ વળગીને રમે છે તે )

૪ વાતચીત.

આ અ[1]સમાનપણું હવે, ટાળવા નાગરાણી,
નાગર નામ [2]સમારવા, યત્ન કઇ કરચ શાણી. ૧૩
વિદ્યા વેલિનાં ફુલડાં, જે કુટુંબે વિખરતાં,
સુખનો સુગંધ રમે તહીં, હર્ષ રંગ પસરતા. ૧૪
વિદ્યા પુરી ભણી માડી જે, બાળ તેનાં ઉછરતાં,
અદ્‌ભુત સુંદર રીતથી, જ્ઞાન પાનજ કરતાં. ૧૫
એવાં ઉછરિયાં બાળ તે, કુળ દીપક બનતાં.
કુળ દીપ એવા બધા મળી, દેશ ઉજ્વળ કરતા. ૧૬
સ્ત્રી કેળવણી મૂળ છે, ગૃહ સુખનું મ્હોટું,
દેશ તણી ઉન્નતિ તણું, એ કારણ નહિં છોટું. ૧૭
આજે હજારો ગાઉથી, આવી રાજ્ય કરંતા,
ગોર કાચ ધુમે હીંદમાં, બહુ જોમ ધરંતા. ૧૮
તે તો પ્રતાપ છે જ્ઞાનનો, જ્ઞાન બળ લાવ્યા ક્યાંથી?
[3]માડિયે સુત મન [4]વાડિયે, વિદ્યા જળ સીંચ્યું ત્યાંથી. ૧૯
માટે નાગર બંધુઓ, કાંઇ જાગૃત થાઓ,
બાળકિયોને પુરેપુરો, જ્ઞાન [5]અમિ રસ પાઓ. ૨૦

## ગરબી—૨

“ઓ રંગ રસિયા ક્યાં રમિઆવ્યા રાસજો ”—એ રાગ.

સર્વે સુણો નાગર શાણાં નર નારજો,
સ્ત્રી કેળવણી સારૂં મ્હારી વિનંતિ જો;
કેળવણી સુખ મૂળ વસ્તુ એ સારજો,
સુધરે છે સંસાર વળી સુધરે મતિજો; ૧

---

૧ કજોડું=બરાબરી નહીં તે.
૨ સુધારવા અથવા દીપાવવા કે રાખવા. ૩ માતાએ.
૪ બાળકના મન રૂપી વાડીમાં. ૫ અમૃત.

જ્ઞાન પાન સમ અન્ય નથી કો પાનજો,
એજ સુધા[1]રસ પાઓ ચાખે બાળકીજો;
ચાખ્યો ત્યાંતો થયું અમર પછિ જ્ઞાનજો;
જ્ઞાને જ્ઞાન વધે ઘરમાં શિક્ષા થકીજો,. ૨
સ્ત્રી કેળવણી વેલિ સદા સુખ દાઇજો,
સુકાય નહિં ને ફૂટે ફેલાયે બહૂજો;
બાળલગ્ન કીડાનો પણ ભય ભાઇજો,
શડો લગાડે તેને મસળોની સહૂજો. ૩
ગૃહિણી[2] ગૃહનું મૂળ ભણેલી હોયજો,
ઉગી નિકળશે વેલિ સુધારાની સહીજો[3]
ફુલે ફળે કવિ ક્યમ વર્ણવશે કોયજો,
જણાવશે અનુભવ ચક્ષુ આગળ અહીંજો. ૪
મેળવવી વિદ્યાએ નહિં નવિ રીતજો,
નાચ્યું નાચવુ નહિં નિરખી ઇંગ્રેજનુંજો;
સાંભળજો મૈત્રેયી ગાર્ગિની વાતજો,
બની પંડિતા કેવી કામન સ્હેજનુંજો. ૫
આર્ય નામની કીર્તિ અચળ છે આજજો.
એવી બહુ કુળ ચંદ્રિકાઓ થઇ ગઇજો;
ખંત રાખિ વિદ્યા વનમાં કરિ ખેડજો;
અમિફળ લ્હાવો લેઇ અને સુખી થઇજો. ૬
ઉઠો ઉઠો માટે નાગરની નારજો,
નાગર નામનિ સારૂં યશને રાખવાજો;
આરંભો શ્રમ આજે ન કરો વારજો,
જ્ઞાન તણાં ફળ મીઠાં હોંસે ચાખવાજો. ૭

---

૧ અમૃત. ૨ સ્ત્રી. ૩ સહી=સહિયર=બ્હેનપણી ( એ વિના"સહી" એટલે નક્કી એમ પણ અર્થ થાય છે )

મધ્ય સમયમાં મ્લેચ્છ જુલમનો ભારજો,
તિમિર ઘટા અજ્ઞાન તણી પસરી રહીજો;
હવે વિદારી નાખો તે લઇ જ્ઞાનજો,
સાર સમજી લ્યો ગરબી જેઠમે કહીજો.

## વિદ્યા ભણવા વિષે.

### લાવણી.

"ગફલત ટોટા બડા દિવાના"——એ રાગ.

કલમ આપણી કાયમ કરવા, નાગર વિદ્યા ભણો ભણોજી–ટેક.

ફળ વિદ્યાનું જેણે ચાખ્યું,
શોધિ ઉમંગે તે ફળ રાખ્યું,
અન્ય ચાખવા કદી ન ભાખ્યું,
ફળચાખોઉત્તમગુણમળશે, પ્રકાશપડશે ઘણોઘણો–કલમ૦ ૧

ખાધું જે ફળ છબિલા રામે,
હશે સાંભળ્યા ગિરિધર નામે,[1]
દયો[2] અમરજી[3] પૂરા હામે,
એઆદિકફળથીયશપામ્યા, ખાઇમુત્સદીબનોબનો–કલમ૦ ૨

દિવાન પણ ભૂપતિ સમ મ્હાલ્યા,
આગળ છડિદારો પણ ચાલ્યા,
શત્રુ સર્વે પગ નીચે ઘાલ્યા,
એફળથીકું'વાઇકલમ[4]નિજ,એફળનેપ્રિયગણોગણો–કલમ ૩

---

૧ માળવામાં સુબો હતો.
૨ ગિરિધરનો કાકો જેને બહાદુરનો ખેતાબ હતો.
૩ જૂનાગઢનો દિવાન હતો.
૪ મુત્સદ્દી પણું નાગરોનાજ બાપનું અને તેમનીજ કલમ એવું જે આજ સુધી કહેવાય છે તે વિદ્યાનાજ પ્રતાપને લીધે.

પોષણ હજી પણ થાય તમારૂં,
પ્રતાપ પૂર્વજનો હું ધારૂં,
ચાખેલું ફળ ફ્હોચ્યું સારૂં,
[1]સાપગયેહજીરહ્યા લિસોટા,પણએકે'વતહણોહણો-કલમ૦ ૪
રખે જાણતા બુજ ઘટી છે,
ઘટી નથી તમ ખુબી મટી છે,
વર્ણ અઢારે કલમ ઝટી છે,
ઝટિ આણીનેરાખો પાસે,ફળ ખાઇ ફળ જણો જણો-કલ. ૫
ધાંચિ મોચિને હજામ ગ્નાનિ,
માટે થાવ તમે અભિમાની,
વિદ્યા છે આપણા પિતાની,
જવા ન દેશો સમય વિચારી,ડર લ્યો હાંસી તણો તણો-કલ. ૬
આ ફળ લેવા ભરજો વ્યાજે,
કરજ ન કરશો બીજે કાજે,
પોસાશે વિદ્યાથી રાજે,
કરાવરાનું કરજ ડુબાવે, આ કરજે ફળ લણો લણો-કલમ. ૭
વિણુ વિદ્યા બેઠા સહુ હારી,
કર્મે રહિ બારની [2]બિચારી,
મતિ ન ખીલી રહિ અંધારી,

---

૧ "સાપ ગયા ને લિસોટા રહ્યા" એ કહેવત હજી જરા જરા નાગરોમાં વિદ્યા છે એમ ઘણાખરા બોલવાને માટે વાપરે છે પણ ઉપર મારી લખવાની એ મતલબ છે કે એ કહેવતને તમે હણો. મતલબ કે કાઢી નાંખો. (વિદ્યા એવી સંપાદન કરો કે જેથી અસલના વખતને સરખાવતાં તેનું પણ ઉપરીપણું થાય.)

૨ વિદ્યા સંપાદન ન થવાથી આપણા ભાગ્યમાં બાર રૂપીઆની તલાટીની કે કારકુનની હલકામાં હલકા પગાર-

એ અંધારી છુટે જ્ઞાનથી, [1]સહસ્ત્ર નીકળે ફણો ફણો-કલ. ૮
વિદ્યા ગુણ વિદ્વાન વખાણે,
વખાણ કરિ ન શકાયું શાણે,
આહિ મોજ નર નારી માણે,
સરસ્વતિની કરો સેવના, વિદ્યાથી સુખ લણો લણો-કલ. ૯
વખત બધો આળસમાં જાશે,
પ્રસન્ન દેવિ બિજાને થાશે,
કરો ઉતાવળ રો'ન ક્યાશે,
જેઠમકે' તત્પર થઇને જળ પ્હેલિ પાળને ચણો ચણો-ક. ૧૦

## ભણવાનું ભંડોળ.

### લાવણી

વિનતિઆ નાગર સજ્જનનેરે વિનતિઆ નાગર સજ્જનને;
[2]કર બંધનથી મુક્ત થઇ, સંભાળો કર ધનને. ૧
આ સંભાળી ધનનેરે નાગરો સંભાળી ધનને;
વિદ્યા કર કાયમ કરિ રાખો, એમાં લ્યો મનને. ૨
સહુ [3]કરથી કર કાપોરે ભાઇઓ કરથી કર કાપો;
કરમાંથી કઇ રકમ ઉધારી, ભણવામાં આપો. ૩

---

નીજ જગો રહી છે.

૧ શેષ નાગને સહસ્ત્ર ફણો છે એવું કહેવાય છે તેમ વિદ્યાથી આપણે પણ થાય મતલબ તેટલી વાચા નીકળે.

૨ વરા રૂપી બંધનથી છુટીને એમાં અપાતા ધનનો સારો ઉપયોગ કરો.

૩ આપણા પોતાનાજ હાથથી મતલબ કે કોઇનુ ઓહું ન જોતાં કે ડર ન રાખતાં નકામો જે ખરચ છે તેને કાપી નાંખો (દાપાં રૂપી અને એવા નકામા પૈસા અપાતા બંધ કરો)

દાન વિદ્યાનું છે મ્હોટું રે, દાન વિદ્યાનું છે મ્હોટું;
એજ દક્ષણા સુખ કર વીરો, અન્ય દાપું ખોટું. ૪
બિજા કરથી તો ઘર જાશેરે, બિજા કરથી તો ઘર જાશે;
ભણાવવા માટે કર કરશો, તો ઘર બંધાશે. ૫
જ્ઞાતિકર થકી વ્યાજભરશોરે, જ્ઞાતિ કર થકી વ્યાજ ભરશો;
ભણવાનું ભંડોળ થશેતો, વ્યાજ ઘરે [1]ભરશો. ૬
[2]કરો કાયમ કર ઉપવિતમાંરે, કરો કાયમ કર ઉપવિતમાં;
કરો લગ્નમાં પલ્લા સાથે, જ્ઞાતિના હિતમાં. ૭
પરખવા પલ્લાની વેળારે, પરખવા પલ્લાની વેળા;
નવિન રીત જોયે છે વધતી, ગણે કોણ વેળા.[3] ૮
દબાઈ કર દેવા ભારીરે, દબાઈ કર દેવા ભારી;
દબાઓ ભણવાના ભંડોળે, ઘણી વાત સારી. ૯
કદીજો થોડિ રકમ ઠરશેરે, કદી જો થોડિ રકમ ઠરશે;
ટિપે ભરાશે પાણિ સરોવર, આ પદ સહુ હરશે. ૧૦

---

૧ તમારા ઘરમાંજ વ્યાજ આવશે મતલબ કે એટલા પૈસા કમાશો જેથી તમેજ પૈસા ધીરીને પોતાના ઘરમાં વ્યાજ ભરશો.

૨ જનોઇમાં આટલી ન્યાતો કરવી પડે ને આટલું ખરચ કર્યા વગરતો નજ ચાલે તથા દાપાં પણ આતો આપવાં પડે એજે બંધન છે તે ટાળીને અથવા તો ખરચ ઓછું કરીને જનોઇ વખતે મુકરર કરેલા ખરચમાંથી પોતાની શક્તિ મુજબ ભણવાનું ભંડોળ કરી તેમાંજ કાંઇ આપો નહીંતો જનોઇ વખતે આટલું આપવું એવું મુકરર કરો કે જે કરથી તમે સુખી થાઓ.

૩ પલ્લુ પરખવાની વખતે વેળા=હાલત કોઇ જોતુ નથી પણ નવી નવી રીતો દાબીને પણ લેછે એ વખતે ભણવાના ભંડોળમાં થોડી ઘણી રકમ આપવાનું દબાણ હોયતો કેવું સારૂં ?

કરોછો ધર્મો મૈયતમાંરે, કરોછો ધર્મો મૈયતમાં;
આમન[1] નામાંરે[2] કરો તેરમુ, વરસી રે, છતમાં. ૧૧
લગ્નના જેવિ હાંસ ભાસે રે, લગ્નના જેવી હાંસ ભાસે;
વગર કામમાં મન ધાલો છો, હોતું નથિ પાસે. ૧૨
નિયમ કંઇ કરો કમી કરિનેરે, નિયમ કંઇ કરો કમી કરીને;
ધાંની તામડિ કરથી મૂકો, સમય થકી ડરિને. ૧૩
પિત્રી[3] ના રંક કરી રીઝેરે, પિત્રી ના રંક કરી રીઝે,
લેખ બતાવો હોય મોકલ્યો, છો ધરડાં ખીજે. ૧૪
દાન દાપાં ઘો બાળકનેરે, દાન દાપાં ઘો બાળકને;
પુણ્ય[4] વખત પણ પુંજી ઉધારો, ધટિત પાળકને. ૧૫

---

૧ મરનારના બારમાને દિવસે શય્યા વખતે આમન આપવાનો ચાલ છે (ધઉં અને ધી તે બ્રાહ્મણને આપે છે જેને આમન કહે છે)

૨ કેટલાક ગામમાં નવ નામાં હોય છે એટલેકે મદદને માટે જુદી જુદી જ્ઞાતિના કે પછી એક જ્ઞાતિના પણ નવેક માણસો હોય છે જે કામ આવે છે તેને મૈયતના કામમાં દક્ષણા મળે છે.

૩ તેરમું, વરસી અને એવી જે ક્રીયા કરવી તે મરનારના મોક્ષને માટે છે અથવા તે પીત્રી લોકને ખુશી રાખવા માટે છે એવું સહુ માને છે પણ ધરમાં આવા આવક ઉપરાંતના નકામા ખરચને લીધે હનુમાન હડીયો કાઢે ને પુર્વજો ખુશી થાય એ હસવા જેવું છે; ખરૂં કહીએ તો આપણે સુખી રહીએ તેમાં તે લોક ખુશી રહેવા જોઇએ.

૪ પુણ્ય વખતે એટલે અવસાન કાળ વખતે ઘણા લોક જે પુણ્ય દાન કરે છે તે સમયે પણ બીજી બાબત સાથે ભણવાના ભંડોળમાં રકમ આપવાનો રિવાજ હોય કે કોઇ પ્રથમ પગલું ભરે ને ઠરાવ કરે તો કેવું સારૂ ? કેટલીક બાબતમાં એમ હોય છે કે અમુક આ રીત થયા પછી તે કામ આરંભાય તેવીજ રીતે આ પુણ્ય અને એવી બીજી બાબત-

ખજાનો મંદિરનો જેવોરે, ખજાનો મંદિરનો જેવો;
ગામ ગામનો ગર્થ હોયતે, એક ઠામ લેવો. ૧૬
ઠરાવો સારા સર[1]પંચોરે, ઠરાવો સારા સર પંચો;
વ્યાજમાંથિ વિદ્યા બહુ મળશે, નહિં અટકે સંચો.[2] ૧૭
થશે મુકરર જ્યાં શુભ વીશીરે, થશે મુકરર જ્યાં શુભ વીશી;
બાળક ભણશે તે દુખ હણશે, થશે પુત્ર વીશી.[3] ૧૮
સ્થિતિ સાધારણ નાગરનીરે, સ્થિતિ સાધારણ નાગરની;
તે નાગરનો પુત્ર પામશે, કમાઇ ભણતરની. ૧૯
ઉદય ઝટ થશે ભાર વિનારે, ઉદય ઝટ થશે ભાર વિના;
આ ભંડોળે ખ્યાતિ વધશે, સુણો સર્વ બીના. ૨૦
ધર્મ[4] આધાર્યો વખણાતોરે, ધર્મ આધાર્યો વખણાતો
ઉગ્ર પુણ્ય વિદ્યા આપ્યાનું. ભલું કરો ભ્રાતો. ૨૧
નથી આશિષ આકંઇ ન્હાનીરે, નથીઆશિષઆ કંઇ ન્હાની;
એ આશિષ લ્યો પ્રભુ રિઝવવા, નિપજે નહિં હાની. ૨૨
ખરૂં સુખ શામાં વિચારોરે, ખરૂં સુખ શામાં વિચારો;
ખરૂં સુખતો વિદ્યામાં છે, કાઢો કુધારો. ૨૩

---

માં ચોકસ ધારો થાય કે શક્તિ મુજબ કે આટલું ભણવાના ભંડોળમાં આપ્યા પછી તે ક્રિયા ચાલુ થાય નહીતો ન થાય તો કેવું.?

૧ સારા સારા માણસોની દેખરેખ નીચે આ કામ સોંપો. (જનોઇ, લગ્ન. સીમંત અને મૈયતના કામમાં પેઠેલા કરને કમી કરી ભણવાના ભંડોળ માટે દરેક અવસર વખતે મુકરર કરેલી રકમ ગામ ગામની ભેગી થાય તે બધી એક ઠેકાણે જમાં થવા અને તેની યોગ્ય વ્યવસ્થા થવા માટે ભરોંસાદાર ડાહ્યા માણસો નીમો.) (સ્થાનિક સ્વરાજ્યના મેમ્બર માફક )

૨ સંસાર અટકી નહીં પડે પણ સારી રીતે ચાલશે.
૩ ડાહ્યા. ૪ આજ ધર્મને વખણાતો મેં ધાર્યો છે.

સુધારો સર્વે છે આમાંરે, સુધારો સર્વે છે આમાં;
આ બાબત જેઠમ ઇચ્છે છે, આગળ પડવામાં. ૨૪

## *જગધાંને જનોઇ.

પદ.

"જે કોઈ પ્રેમ અંશ અવતરે"——એ રાગ.

બાળને ઉપવીત વ્હેલું ધરે, નાહિંતે ડાઢે કંપીમરે——ટેક

સુખને માટે સુકૃત્ય કરવું, કોણ વિચારી કરે;
ઘસી કાઢવું ગુણને માટે, સમજ્યા સહુ આખરે–ના૦ ૧

[1]બ્હેન ભાઇનો બેત બધામાં, માંડયુ શું નાગરે?
ધર્મ મર્મનું મૂળ રહ્યું નહિં, નવાઇ સોધી નરે—ના૦ ૨

જનોઇમાં જગધાં શું જાણે મ્હોટા અધને ભરે;
અધર્મને હાથે શિખવીને, શિક્ષા પછિ ઉચ્ચરે—ના૦ ૩

---

* આ વિષય ગામ ગામના નાગરોને લાગુ નથી તોપણ લગ્ન અને પુત્રનું જનોઇ ખરચને લીધે ભેગું કરવાની ઉંધી સમજણને લીધે ચરોતરના નાગરોને લાગુ જાણી દાખલ કીધો છે.

૧ દીકરી આઠ કે દસ વર્ષની પરણાવવા જેવડી થઇ હોય પણ પુત્ર બે ત્રણ વર્ષનો હોયતો બે વખત કરવું પડશે એ ડરને લીધે બિચારા જગધાને પણ બ્હેનના લગ્નની સાથેજ ભેગાભેગું જનોઇ દેઇ કાઢે છે અને એવું ઘણે ઠેકાણે બને છે. ભાઈ મ્હોટો હોય અને બ્હેન ન્હાની હોય તોપણ ફીકર નહીં; ગમે તેમ હોય પણ વયનો વિચાર ન કરતાં માત્ર ખરચ ઉપરજ વિચાર કરે છે પછી બેમાંથી ગમે તેનું સારૂ થાઓ કે માઠું. (કરાવરાનો ધીક્કારવા લાયક ચાલ કે જેણે નાગરોને બેહાલ કીધા છે તેને આપણે જડ મૂળથી કાઢી નાંખ્યો હોય તો આપણા પુત્રને કે પુત્રીને દુખમાં શાને નાખવાં પડે?)

વેઠ કાઢવી વ્હેલી મોડી, પછી ખરચ નહિં ધરે;
પૈસો ખુટયે પાપ વધ્યું છે, પણ કરતાં નવ ડરે—ના૦ ૪
દોષ દીકરાઓનો કાઢે, શું સંધ્યા વિણુતરે;
પર ભાષા ભણિ કર્મ ન જાણ્યું, એ બોલ્યે શું સરે—ના૦ ૫
બાળ બિચારૂં બોલિ ન જાણે, કઇતો પુરૂ ન ફરે;
ઝાલીને ઝબકોળી કાઢે. જોડે વાછડું ધરે—ના૦ ૬
જાણે નહીં અજીડું તે શું, જ્યાં ઠોકો ત્યાં ઠરે,
જ્ઞાન વિના શિખવી શી આવડ, શીખવતાં વીસરે—ના૦ ૭
ખોટું જેમ જનોઇ ઘાલો, બાળક જ્યાં જક કરે;
વિધિ કરી પણ કોણ વર્તશે, લાભ એક ઉગરે—ના૦ ૮
બ્રાહ્મણ કરવા કિધી ભવાઇ, કર્મ શૂદ્ર આદરે,
રડે રાંક મુખ કરિને બાળક, રાત્રિ પડે સાંભરે—ના૦ ૯
ન્હાવાનું નવ ગમે લાભ શો, હાંસ હર્ષને હરે;
[1]દૈવ રૂઠે તો બમણી શિક્ષા, પૈસો રડિ પાથરે—ના૦ ૧૦
પ્રથમ જુદુ તે હૈયે વાગે, વરનારૂં તે વરે;
મત જેઠમનો આઠ પછી છે, જ્યાં પુરૂં ઉછરે—ના૦ ૧૧

## અનીતિનો ખર્ચ.

### પદ

રાગ—એજ.

ઉગરવા અવળું શાને કરો, કોણ બાંધે છે [2]કરવા વરો–ટેક.
ન્યાતો ત્રણ નો લેખ બતાવો, આ ખોટો આ ખરો;

---

૧ એ ત્રણ વર્ષના પુત્રને જનોઇ દીધું હોય ને દૈવયોગે તે મરી જાયતો કેટલી પ્રકારે ખમવું પડે?

૨ વરો કરવાને માટે તમને કોણ બાંધે છે. (ખાલી મમત માટે શાને ખરાબ થાવછો)

શું છે શાસ્ત્ર તણી કંઇ શિક્ષા, પડી મરો નાગરો–કોણ. ૧
ચાર દિવસ ખવડાવો તો પણ, શ્રીમંતમાં નહિં ઠરો;
તણાઇને ખરચ્યું સહુ કે'શે, ગાર્યે વીંટયાં ધરો–કોણ. ૨
વરા વખતતો સર્વે વખાણે, ભીંડયે ભેખજ ધરો;
[1]સગાં કહે ક્યાં અમે કહેલું, પાય ઉપાડી ભરો–કોણ. ૩
સર્વે છે સારાનું સગતું, શીદ પડીને મરો?
વિધિ કરીને વિવેક રાખો, નાગર નારી નરો–કોણ. ૪
[2]ડરતા હોજો પૈસા માટે. અધર્મ કરતાં ડરો;
ધર્મ કર્મમાં ખપતું ખરચો, કઇ ઉંડા ઊતરો–કોણ. ૫
ગાલ કરોછો રાતા ધોલે, હાંસે ચોછો કરો;
ઘર ઘરનું જાણે છે જ્ઞાતિ, અવળું શિદ આદરો–કોણ. ૬
લ્હાઇ લ્હોઇ પરવારી બેસી, શાને આવું કરો?
લાંબા વાદે કેમ જવાશે, શ્રીમંત છો ઉચ્ચરો?–કોણ. ૭
નિર્વન છો તેતો નક્કી છે. રસ્તો લ્યો પાંશરો;
તણાઇ મરિ ત્રેવડ રહિ કરવી. એ ઓઠું શિદ ધરો–કોણ. ૮
શ્રીમંત ઓઠે હાડ ભાગિયે, તેનું કર્યું વિસરો;
ઘર હીંમત જોઇને ચાલો, [3]વળગ્યું તે પરહરો–કોણ. ૯
બંધન તોડો તો કંઇ બનશે, દેવાથી નીસરો;
લેણદારને હાથે લજ્જા, ક્યાંથી સુખમાં ફરો?—કોણ. ૧૦

---

૧ કરાવરા વખતે તો સગાં વહાલાં તાણ કરીને પણ કરાવે પરંતુ હાથ ભીડમાં આવે અને તેથી હેરાન થતા હોઇએ ત્યારે તેજ પાછાં બહાર પાછળ કે મ્હોડે બોલેકે “અમે તને ઉપાડી પગ ભરવાનું ક્યારે કહ્યું હતું”?

૨ જુદુ ખરચ કરતાં પૈસા વધારે થાય એવો જોડર રાખતા હોતો સારી વાત એછે કે એડર કરતાં અધર્મનોજ ડર રાખો.

૩ કોઇપણ બાબત આપણને વળગેલી ન રાખો.

હાલ જોઇ હઠ છોડી કરજો, સોડ સમો સાથરો;
જેઠાલાલ કહે છ ગૃહસ્થો, તપાસજો આવરો—કોણ૦ ૧૧

## સીમંતની સમજણ.

### લાવણી.

"તું કામણ કરીને ક્યાં જાય નંદલાલ લ્હેરી"—એ રાગ.

છે શરમ ભૂંગળે કરો સીમંત ભવાઇ;
કયમ ગર્થ ખર્ચિને કાઢોછો ઘેલાઇ——————ટેક૦
પૈસો ન હોય પણ સર્વ વિષે તૈયારી;
સહુ કિધા નાગરો રંક આદિ થઇ નારી;
બે ફિકરી બોલે બોલ કરાવે ધારી;
કંઇ પાકયા એવા પુત્ર ફેરવે વારી;
થઇ દેખા દેખી ન દૂર થઇ ખુવારી;
નવ અટકાવ્યાં આ કામ જ્ઞાતિ ગણિ સારી;
થઇ પડયું સીમંત શ્રીમંત ખરચવું ન્હાઇ——કયમ૦ ૧
ના જુઓ યોગ્ય ના યોગ્ય સર્વ કરવાનું;
જે કરે વધારે વરા ભલું જમવાનું;
જોતામાં અપયશ હોય જડે કે'વાનું;
એ કે'વાથી સહુ ડરે મ્હોટુ ને ન્હાનું;
હિંમત વિણ ધારે હામ કામ પૈસાનું;
કરિ કરજ બતાવે હોંસ રહે નહિં છાનું;
મરિ પડે મમતમાં આમ બેઉ વ્હેવાઇ——કયમ૦ ૨
કંઇ સ્ત્રિઓ કાઢવા હોંસ દામ ખરચાવે;
કંઇ ધામ[1]ધૂમ પરગામે આવિ મચાવે;

---

૧ પોતાના વ્યવહાર માંહેના કોઇ વધારે જથા વાળા ગામમાં પણ કેટલીક વખતે પોતાના ગામમાં સીમંતની

નવ નફો અને નુકશાન ચિત્તમાં આવે;
ત્રેવડ કરનારો કરે જોઈતું લાવે;
નવ ઘટે દિવસ એકેય ઘટે સહુ ચાવે;
ના કરતાં નાક કપાય અભાવે ભાવે;[1]
રે સ્ત્રિયો દબાણે થયા શું નાગર બાઇ————કયમ૦ ૩
નિત્ય નવી નીકળે રીત વસ્ત્ર પણ ભારે;
કર સીમંતમાં દેવાય નિકળશે કયારે;
માંમેરૂ થાય તણાઇ મમતના મારે;
જો[2] હોય પુત્રિયો પાંચ ઠામ પરવારે;
માબાપ લોકના બોલ સાંભળી હારે;
દિવસો કાઢે ભીંડાઇ તોય નવિ ચારે;
વેચીને વાંટા વતન ઠર્યા છે ન્હાઇ————કયમ૦ ૪
ટૂટ્યા પણ ઓઢું શ્રીમંતનું લઇ ચાલે;
કો કરે અંગ ઉધાર કાલનું કાલે[3]

---

ક્રીયા અને ન્યાતો ન કરતાં પોતાની અણસમજ તેમજ સ્ત્રીઓના દબાણને લીધે અને પૈસાની છત અથવા સારૂં દેખડાવવાને માટે કરે છે. (આવા કામમાં આટલી બધી ધામધુમ કરી નાહક પૈસા ખોવા એ ઠીક નથી)

૧ ભાવથી અગર ભાવ વિના પણ ન કરતાં તો નાકજ કપાય એમ અસલી વિચારના જનો સમજે છે.

૨ દીકરીના બાપની પાસે પૈસો ન હોય તોપણ તણાઇને મોંમેરૂ કરવું પડે છે; વખતે ચાર પાંચ દીકરીઓ હોયને બાપ ખાલી હોયતો બિચારાના ભોગ. (એકની એક પુત્રીના માંમેરામાં નરસિંહ મેહેતાને કેટલીક હરકત પડી છે તે સર્વે જાણે છે.)

૩ આડાં અવળાં ખરચ ખાલી મમતને લીધે કરવાને માટે લોકો અંગ ઉધારે કે ઠામ મુકીને કરજ કરે છે તે વખતે કાલે શું કરીશું એવું વિચારતા નથી ને વખતે વિચાર આ-

સમજાશે પીશે પાણિ માટિને પ્યાલે;
સમજાશે જ્યારે થશે ખડગને ઢાલે;[1]
નથિ સંપ રીત નથિ એક કુધારો ઝાલે;
કરિ કરજ ન્યાતમાં ઓઢી પ્હેરી મ્હાલે;
ઘર કરે[2] ઘલાયાં ખોઈ બાપ કમાઈ——————ક્યમ૦ ૫
ઋણ મુક્ત હવેતો થાવ ઉગરવા બારી;
કરિ વિધિ શાસ્ત્રની રીત સમય વિચારી;
કર [3]કરો બિજા સહુ બંધ વૃદ્ધને વારી;
આડાઈ મુકવા ધો જનને શીખ સારી;
[4]નવ સગાં કર્યે શરમાઓ શું અર્થ વધારી;
છે કઇ ગામે આ રીત અવરને પ્યારી; .

---

વતો હશે તો કહે છે કે કાલની વાત કાલે છે.

૧ જ્યારે ઢાલે તલવારે થશે ત્યારે સમજણ આવશે.

૨ "ઘર કરે ઘલાયાં"=આપણે પોતાને હાથેજ આપણાં અને પારકાં ઘર ઘલાયાં અથવા બીજો અર્થ એકે કરે=કરને લીધે (દાપાં વગેરે) ઘર ઘલાયાં.

૩ સીમંતમાં દીકરીનાં માબાપ તેના સાસરા તરફનાં સગાં વહાલાંને પ્હેરામણી વહેંચે છે તેમાં આપ્યાની વાત તણાઈ જતાં ઘણી વખતે તકરાર અને ક્લેશ થાય છે; એ પૈસાથી કોઈની ભીડ ભાગતી નથી અને આપનાર બિચારો હરકત વેઠે છે તેથી કાંઇ આપવુ લેવું હોયતો દીકરી કે જમાઈ સાથેજ સમજીને આ નકામો જે કંકાસ તેમજ આપ્યા છતાં ન આપ્યું કહેવડાવવાનો કર છે તે બંધ કરો. ( આ મતલબનું ચરણ છે. )

૪ આપણી આખી ન્યાત કરવાની શક્તિ ન હોયતો સગાં કરવાં પણ એથી કાંઇ શરમાવું નહીં; કારણ ઘણે ઠેકાણે આવું થાય છે. ( અમદાવાદ, ભાવનગર વગેરે ) નાગરી ન્યાત વિના તો સગાં અગર વ્યવહાર કરવાનો ઉત્તમ ચાલ ઘણી જ્ઞાતિમાં છે.

પ્રસ્તૂત ન્હાનું ને મ્હોટું જુઓ કઇં બાઇ——ઉપમ૦ ૬

## ઘેનનું ઢોલ.

પદ

" આ સું છે યાર, જોનિ આ સું છે યાર"——એ રાગ.

વાગ્યું છે ઢોલ બાઇ વાગ્યું છે ઢોલ, [1]ઘેનનો રિવાજ પડયે
વાગ્યું છે [2]ઢોલ ટેક૦

સાંભળો વગોણું અન્ય જ્ઞાતિ મૂખ બોલ,
નાગરી ભવાઇ કહે ગ્નાનમાંહિ પોલ————બાઇ. ૧
નારિનોજ સંપ આપતી હશે શું કોલ;
પુરૂષનો ન ભાર પડયો હોય જેમ ઠોળ———બાઇ. ૨
નારિનું દબાણ પુરૂષ દાબનો ન [3]થોલ;
કામની કહે કુચાલ, ચિત્તમાં ન તોલ————બાઇ. ૩
વૃદ્ધને વિશેષ શોખ, ખાલિ ચ્હાય ડોળ,
રાજી થાય નારિ સર્વ, ઘેન ચિત્ત રોળ————બાઇ. ૪
પુરૂષ થયા રાંક ખોઇ પાણિ બન્યા [4]હોલ
વખતનો નહીં વિચાર સ્ત્રી કરે કલ્લોલ————બાઇ. ૫

---

૧ જે સ્ત્રીને સીમંત હોય છે તેને ઘેન અથવા ઘેનરાણી કહેછે અને કેટલાક વિધિ કરવાને ઠરાવેલે દિવસે સગી વહાલી સ્ત્રીઓ જાતે અગર પુરૂષો પાસે ઘરેણું ઉધરાવી મગાવીને ઘેનના શરીરનો કોઇપણ ભાગ ન દેખાય એવી રીતે તેને શણુગારે છે.

૨ વાત જાહેર થાયછે=ગેર આબરૂ થાય છે.

૩ તક=વખત. (થોલ આવશે ત્યારે આમ કરીશું એવી રીતે બોલાય છે સબબ થોલ અજાણ્યો ન હોવાથી અત્રે દાખલ કીધો છે.)

૪ ગાંડા જેવા. ('હોલ' એ શબ્દ ઘણી વખતે સાંભ-

કબજ થયા બુદ્ધિમાન પાડે નારિ ૧છોલ;
જેઠમ કે' તાળિ પાડિ ગાવું રહ્યું ૨લોલ———ભાઇ. ૬

## ઘેનન શણગારવા વિષે.

૫૬.

"મન ઝટ પટ રટ શ્રી હરિનેરે,કાળને જાણી"—એ રાગ

સુખ દુખતો કાંઇ વિચારોરે, નાગરભાઇ;
કાપોને સઘ કુધારોરે, યશને વ્હાઇ———ટેક.
કુધારાની છે સાથી સ્ત્રીઓની નાદાની;
સ્ત્રી મતિમાં ચઢતી શાનીરે, નાગરભાઇ——સુખ. ૧
દ્રષ્ટિના લાંબી, પાનીએ નારીની બુદ્ધિ;
નવ હાનિ લાભની શુદ્ધિરે, નાગરભાઇ———સુખ. ૨
શુદ્ધિ જો આવી હોયતો ઘેનનો ધારો;
પકડોરે' કેમ નઠારોરે, નાગરભાઇ———સુખ. ૩
પ્હેરાવે માગી માગીને હેમના હારો;
બહુ ભાતે કરતી ભારોરે, નાગરભાઇ———સુખ. ૪
કરનું તે કોટે, કોટનું બાંધવું માથે;
જણુવી મુર્ખાઇ હાથેરે, નાગરભાઇ———સુખ. ૫
માગે છે મ્હોટાં આણી પુરૂષ તેમ આપે;
એ દબાણ સ્ત્રીને પાપેરે, નાગરભાઇ———સુખ. ૬
હોંસીલા બુદ્ધિ વિના જે મ્હોટા ૩વરેલા;

---

બીએ છીએ.) ૧ નભરછી નાંખવું=હલકા પાડવું. (ફ-લાણાને સારી પેઠે છોલ્યો, એવીજ રીતે.)

૨ જ્યારે સ્ત્રીઓના દબાણથી પુરૂષ હેઠા બેઠા ત્યારેતો તેમની સાથે તાળી પાડીને ગરબા ગાવાનાજ રહ્યાજકની ! (આ ઠેકાણે "લોલ" નો એવો ભાવાર્થ છે.)

૩ કન્યા ન મળવાથી જે મ્હોટી વયે પરણેલા એવા

તે તાબે થાયે પ્હેલારે, નાગરભાઇ———સુખ. ૭
મેળાવો એવો મૂર્ખનો સુખમાં મ્હાલે;
પણ સ્ત્રીના મનમાં ૧સાલેરે, નાગરભાઇ——સુખ૦ ૮
ઢાંકેછે સોને રૂપેને મોતીથી કાયા;
એ વખતે નહિં કંઇ માયારે, નાગરભાઇ——સુખ. ૯
બાંધે છે શબને જકડી આ જીવતે બંધાવું,
નથિ દીઠું કઇ પણ આવુંરે, નાગરભાઇ——સુખ. ૧૦
પાટુ આ પડતા ઉપર મારવું એ કેવું ?
દુઃખ અશક્તને શું દેવુરે, નાગરભાઇ——સુખ. ૧૧
ગભરાઇ નારી દુઃખે બહૂ આવી જાણી;
શિદ ઉપમાથી કો’ રાણીરે, નાગરભાઇ——સુખ. ૧૨
મ્હોટાઇ માટે પાલખી કે લાવે મેના;
સુખદાયક લાગે શેનારે, નાગરભાઇ———સુખ. ૧૩
દરદીને શોભા દુઃખમાં સર્વ નકામી;
નથિ ઘેન સુખ કઇ પામીરે, નાગરભાઇ——સુખ. ૧૪
૨પ્હેરાવીને કયાં કાઢી લેનું ઘટિકામાં;

---

પુરૂષો હોંસ, ઓછી બુદ્ધિ, કે સ્ત્રીઓના દબાણને લીધે કે પછી ફુલાશને લીધે પોતે ઘેરઘેર ફરીને દાગીના લાવતા સાંભળ્યા છે તેમ છેક ન્હાની વયના પોતાનું ચલણ ન હોવાથી રૂઢીને તાબે થતા દીઠા છે.

૧ ખુંચે=લાગણી થાય. ૨ ઘેનને શણગારતી વખતે સગી વહાલી સ્ત્રીઓ સગપણ અને સ્નેહ વેગળું રાખે છે એમ કહીએતો ચાલે કારણ તે વેળા ભારથી થતી ઘેનની ગભરામણ તેમજ તેના દયામણા ચ્હેરા સામું તે જોતી નથી.

૨ શણગારેલી (બ્હીયામણી કરી દીધેલી) ઘેનનો વરઘોડો આખા ગામમાં અને શેહેર હોયતો તેમાં, (પોળ, પરાં અને વચમાં આવતી શેરીમાં) ફેરવવામાં આવે છે

વરઘોડો પોળ પરામાંરે, નાગરભાઇ———સુખ. ૧૫
હાથે ઉઘાડી લાજ તમે વડનગરા;
શોભાજન જોતા નવરારે, નાગરભાઇ——સુખ. ૧૬
જ્ઞાતિ છે બીજી તેમાં નથી આવી હાંસી;
આ નાગર રૂઢિ [1]રાશીરે, નાગરભાઇ———સુખ. ૧૭
ફેરવતાં રસ્તો ન્હાનો મ્હોટો નહિં બાકી;
નવ જાય કામની [2]થાકીરે, નાગરભાઇ——સુખ. ૧૮
લોકોનાં ટોળાં વાઘ આવ્યો એમ કે'છે;
ઉત્તમને ધિક્કારેછેરે, નાગરભાઇ————સુખ. ૧૯
શિક્ષા આ કોણે આપીછે શાસ્ત્રમાં દીધી?
ત્યાં માત્ર કહ્યો છે વિધિરે, નાગરભાઇ———સુખ. ૨૦
અબળાનાં આંસૂ તેમ નિહાળી એભાની;
નહિં તમને ધારે જ્ઞાનીરે, નાગરભાઇ——-સુખ. ૨૧
[3]મરવાનું નિશ્ચે મોત વિના કોઇ વેળા;

---

જેને લોકો હસી હસીને જુએ છે. (વિચીત્ર રૂપથીજ એનું નામ વાઘ પડયું હશે.)

૧ ખોટી=નઠારી.

૨ ઘરનું ન્હાનું સરખું પણ કામકાજ કરવાનું હોયતો થાક લાગે તેમજ કોઇ ઠેકાણે કારણસર જવું આવવું પડેતો થાક લાગે પણ આ કામમાં સ્ત્રીઓ થાકતી નથી એટલુંજ નહીં પણ કોઇ મ્હોટો રસ્તો ફેરવવામાં રહી જતો હોયતો જાતેજ બતાવે છે અથવા સુચના કરે છે. પાછળ ફરવાનો ચાલ ચરોતરમાં છે)

૩ ધેનને કોઇવેળા ગભરાઇને કમોતે મરવાનું અને ઘરધણીને પારકા હજારો રૂપીઆના દાગીના આણ્યા હોય તેમાંથી એકાદ ભારે ખોવાય એટલે મરવાનું (તેને જોકે જીવથી જવાનું નહીં તોપણ ઘર ખોવું પડે ને લોક વાત કરે, એટલે મરવાનુંજ કરી)

ઘર ધણિને બળવું ભેળારે, નાગરભાઇ——સુખ. ૨૨
ખરનું ને સારૂં પ્હેરવું થોડું એ રીતી;
નવ રહે કાંઇપણ બીતીરે, નાગરભાઇ——સુખ. ૨૩
ધારો આ રૂડો માને તેને હું ધિક્કારૂં;
નથિ તેનું સારૂં થનારૂંરે, નાગરભાઇ——સુખ. ૨૪
કીર્તિની સાથે હોયજો આશિષ લેવી;
ના રૂઢિ ચાલવા દેવીરે, નાગરભાઈ——સુખ. ૨૫
હાથે દુખી થાયેછે [1]ચરોતરવાળા;
સહુ વિચાર મેલજ વાળારે. નાગરભાઇ——સુખ. ૨૬
સમજીને બાઇ ભાઇ આ ચાલને કાઢો;
હાથે પગ શાને વાઢોરે, નાગરભાઇ——સુખ. ૨૭
વિનતી છે આમાં નારી નર વૃદ્ધને વધારે;
શ્રમ થાય સફળ સ્વીકારેરે, નાગરભાઇ——સુખ. ૨૮
ઉતરશે ઊંડા તેનો આખર જય થાશે;
તે જેઠમ વાણી ચ્હાશેરે, નાગરભાઇ——સુખ. ૨૯

## સ્ત્રીઓના દબાણ વિષે.

### પદ.

**"પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાય"——એ રાગ.**

થયું સ્ત્રી દબાણુરે દુખદાઇ. ફરિ દારાનીજ દવાઇ;

---

૧ આ ચરોતરમાં ( પેટલાદ, ખંભાત. વડોદરા વગેરે ગામોમાં ) આવા ખોટા ચાલ અને તે સાથે બંધન ઘણાં છે જેથી હાથે હાથે દુખી થવાનું છે. ) ( સુરતમાં વાડી વરઘોડા, માંડવા ખરચ, ભંડારા એ વગેરે ભારે ખરચથી દેવાદાર થઇને હરકત વેઠવાની છે મતલબ કે દરેક ઠેકાણે સુધારાની જરૂર છે તેથી આ પદ ની બાબત લાગુ ન હોયતો બીજી લાગુ બાબતથી પણ ચેતવું જોઇએ. )

નચિંતપણું કોઇ કમાઇ, ખુશિ રે'છે જ્યાંત્યાં ખાઇ-થયું. ટેક.
પરણી ઘરનું નાવ કહે સહુ, એજ નાવ ડૂબાવે;
અવળે પવને નાવ ભમાવે, સ્ત્રીને પવન જલાવે—થયું. ૧
સ્ત્રી ઘરનું પોગળ નવ જાણે, કેમ થાય છે પૂરું;
ઓછું દેખી આડી ચાલે, ગમે ન કાંઇ અધૂરૂં—થયું. ૨
બેઠે ખાવું કસરત ન મળે, સ્હેજ કામ પણ શાનું;
નગર શેઠની સ્ત્રીનો કર પર, વર્યું ન જાણે કો'નું—થયું. ૩
મજીયારામાં[1] મુળગું મીઠું, એક પાણ પોતામાં;
બેસી રહિ બ્હાનાં બહુ કાઢે, નબળી છું કાયામાં—થયું. ૪
આળસમાં અવની પર સૂએ, હાથે લેન તળાઇ;
પરણ્યોતો શી રાખે આશા, ઠામ વિના ઠકરાઇ—થયું. ૫
ચારહોય[2] ચાકરના, ચૌદે પગાર પૂરો થાયે;
જનોઇમાં જણશો વેચાવે, ક્યાંથી આપે સ્હાયે—થયું. ૬
સુવા બેસવા ખપનું સારૂં, નવિન જોઇએ સાળુ;
પલ્લાની પુંજી તો જૂદી, તે પર મારે તાળૂં—થયું. ૭
મ્હો જાણાની પણ મ્હોટાઇ, કંઇ ધણીને ધમકાવે;
હોંસ વિના કો'ઘેર આપણે કન્યા ક્યાંથી આવે—થયું ૮
દેખાદેખી કરવા દમતી, કરા વરાથી કૂદે;
કહી કહીને કાયર કરતી, લે હઠ વખતે જૂદે —થયું. ૯

---

૧ સાસરામાં દિયેર જેઠ વગેરે હોય અને બધું ભેગું ચાલતું હોય ત્યારે ઘણી ખરી સ્ત્રીઓ કામકાજની કે પૈસા વર્યાની ફીકર રાખતી નથી એમ જાણીને કે એમાં ફાયદો ગેરફાયદો મ્હારે ભાગ કેટલો આવવાનો છે.

૨ પોતાના ધણીને ચૌદ રૂપીઆ દરમાસે પગાર મળતો હોય ને તેમાંથી બિચારાને ફાવતે કે ખુશીવિના મહીને ચારતો ચાકરને આપવા પડતા હોય ત્યારે ભોજન ખરચ જ મુશીબતે પુરૂ થતુ હોયતો ખરચવાની શી આશા.

હારે છે એ હઠ આગળ નર, નારી ન્યાત કરાવે;
ખપનામાં બહુ ખાંચા કાઢે. દુખ દે દુશ્મન દાવે—થયું. ૧૦
બાળ લગ્ન પણ બેરી હઠથી, ફાંદા માંહિ ફસાવે;
રડે રોજ ધાર્યું કરવાને. કરે ફંદ જે ફાવે——થયું. ૧૧
ભણાવવાને ભીડ પડે પણ. વહુને વસ્તૂ વ્હાલી;
મન ગમતામાં મ્હાલે મહિલા, કરે કમાણી ઠાલી—થયું. ૧૨
દીવે દૃષ્ટિ તે દારાનેશી, તરત વખાણે રાજી;
ગજા વિનાનો ભાર ઉપાડે, ફરે ન્યાતમાં તાજી —થયું. ૧૩
વર પ્હેરે ત્રણનો મુગટો પણ, સ્ત્રીને સોનું સોળું;
ભલા ભલાનું ચલણ નહીંતો, કેમ નભેજ નભોળુ—થયું. ૧૪
ન્હાનીને મ્હોટી ન જણાઇ, ઘરડી ઘેલું બોલે;
પૂર્વજનું પેદા કર્યું જાયે, વતન વાગતે ઢોલે[1]——થયું. ૧૫
શ્રીમંત સમ સહુ રીત જણાવે, નિર્બળ આખર થાકે;
સટકાવ્યો આ સ્ત્રિયે સુધારો, મતિ આગવી હાંકે—થયું. ૧૬
કર્યા નાગરો તેજ વિનાના, સ્વતંત્રતાને રોકી;
કરજ કરાવી પરવશ કીધા, મેખ ભાગ્યપર ઠોકી——થયું. ૧૭
ચલણ ચલાવ્યું જૂજ વાતમાં, કીર્તિ કીધી ઝાંખી;
કર્યું નરેગમતે અણગમતે, રહ્યા બોલપણ સાંખી[2]—થયું. ૧૮
થયો સુધારો નહિં પોતિકો, ન્યાત તણી શી આશા;
કંઇ નારીના દાબે જોયા, ન્યાતે સર્વે તમાશા—થયું. ૧૯
જેની મતિ પાનિયે ગવાઇ, સુખ શું દાખે તેના;
ચલણ પ્રેમદાનું જે ઘરમાં, બાર વકકરે શેના—થયું. ૨૦

---

૧ વાગતે ઢોલે ગયું=જાહેર રીતે ગયું. ( મતલબ કે સર્વે જાણે છે ને ગયું ) "ફલાણાનું વાગતે ઢોલે ગયું" એવું ઘણે ઠેકાણે સાંભળવામાં આવે છે અને આ શબ્દ નવાઇ જેવો નથી.

૨ ખમી રહ્યા અથવા સાંભળી રહ્યા.

દરેક વાતે દબાણુ સ્રીનું, એથી થયું ખુવારી;
કલમ અટકિ લક્ષ્મી છટકીને,લટકી હાક બિચારી-થયું. ૨૧
આળસ મરડી જોર કરીને, દબાણુ નાંખો પટકી;
તો સુખનું સ્વપ્નું પણુ આવે,નહિંતો રે'શો અટકી-થયું. ૨૨
સ્રીની આગેવાની દુખદે, ડાહી તોપણુ દારા;
વિચાર કરશો નહીં વીરતો, સુખના છે ઉધારા—થયું. ૨૩
ન્હાનો પણુ નર અભણુ તોય નર, દબાણુ નરનું ન્યારૂં;
જેહમ કે' સ્રી દાબ જાયતો, ઉઘડે સુખનું બારૂં—થયું. ૨૪

## * મોતની અણીપર માર.

પદ.

"જીવને શ્વાસ તણી સગાઈ"———એ રાગ.

સુણુજો નાગર નરને નાર, મારો શિદ માંદાને માર—ટેક.
પત્ની પતિને બાળક બંધૂ, જેનો અખુટ હોય પ્યાર,
માતા પિતા કે ભાણેજ બ્હેનની,સેવામાંછે ધિક્કારરે-સુ૦ ૧
વિપત્તિ વેળા સાચી સગાઈ, તેનો ક્યાં રે'છે વિચાર;
મરણુ અણીપર વૈર વસાવો, કેવો દિસે ઉપકારરે—સુ૦ ૨
અન્ન આખર વખતે અભડાવે, એવા કરો ઉચ્ચાર
વૃદ્ધ થયું પણુ વાંકશો કીધો,વ્હાલો નથીશું કરારરે—સુ૦ ૩
વૃદ્ધ જુવાનનાં[2] ન્હેન જુઓછો, બોલો આંખો પર ભાર;

---

* આ બાબતમાં બીજી બધી ન્યાતના લોકો બહુજ બોલે છે; જો કે તેમનું બોલવું બહુ ભાગેતો અતિશયોક્તિ છે તોપણુ માંદા માંણુસની આખર વખતમાં જે ચાકરી થાય છે તે તેના જીવ ઉપર આવે એવી હોય છે એમ કહીએ તો ચાલે; એકંદર નાગરી ન્યાતની આવી કેટલીક બાબતની અવિચારી રૂઢીથી માણુસ દુખના વખતમાં પણુ વધારે દુઃખ પામે છે જેથી મુક્ત થવા માટે આ પદ રચ્યુ છે.

૨ ઘરડું કે જુવાનમાંદુ હોય છે ત્યારે તેની આંખો વગેરે

ભારકહીનેતમે બોજ ઉતારો.શોછે પલંગપર ખારરે–સુ૦ ૪
સુઇ રે'વા પથારીમાં ઘો સારૂં, તેનો તો હોય છે ઉધાર:
લ્યોલ્યો કહી જીવતાને ઝબોળો,ઝાલી સગાંએચારરે–સુ૦ ૫
શ્વાસ શમ્યો છે ગણી ધાઇ કરીને, મ્હોટી કરોછો જળધાર;
કાળ ખુટયાવિણુ મોત નઆવે,મોતનેએ દિનવારરે–સુ૦ ૬
દુઃખ ખમે રાંક સાચે શિયાળે. વાગે વિના મોતમાર;
સાતદિવસ સાથરાને સેવાડો. શું છેસગાઇમાં સારરે–સુ૦ ૭
આખર વખતે મુકો ગંગાજળ, સ્વર્ગનું દેખવા દ્વાર;
ઘાલો માળા પણ વાચ્યુલેવાનું, ઉંટનાં વાંકાં[1]અઢારરે-સુ૦ ૮
બાળકના[2] ઘર ઘર પ્રમાણે, ન્હોય એ સાચો સંસાર;
એવા ખેલે સદ્દગતિ મળેતો.યોગી ચોળે શિદ[3]છારરે-સુ૦ ૯
બીનું પ્હેરીમર્યે પ્રાણ પછાડી. વિષ્ણુના[4] દુતો તયાર;

---

જોવા આવનાર જોયાં કરે છે.

૧ ઉંટનાં અઢારે અંગ વાંકાં હોય છે એવું કહેવાય છે તેજ પ્રમાણે માણસનાં કૃત્ય પણ વાંકાં હોય મતલબ કે જ્યારે એકે કામ સીધું ન હોય ત્યારે ગમે તો મરતી વખતે ગંગાજળ પાઇને શુદ્ધ કરો કે કંઠી બાંધીને મોક્ષ થવાના ખાલી વિચાર કરો પણ એથી કાંઇ વળવાનું નહીં.

૨ બાળક પોતાની રમતમાં મન ખુશી કરવાને માટે માટીનાં ઘર ઘરની જુઠી રમત કરેછે પણ ખરૂં ઘર એને કહેવાય નહીં તેમ ચોમાસામાં કામમાં પણ આવે નહીં; ટુંકામાં એથી કાંઇજ વળે નહીં એવીજ રીતે ખાલી રમતની માફક મન ખુશી કરવા સારૂ જુઠા ઉપાયો કરવાથી શું વળે!

૩ જો મરતી વખતે ગંગાજળ મુકવાથીજ મોક્ષ થતો હોયતો યોગી બીચારા રાખ ચોળીને શરીર મેલું કરે છે તે શાને કરે; મતલબ કે તે સંસાર છોડીને જંગલમાં શાને વસે ("છાર" એ શબ્દનો અર્થ રાખોડી એવો થાય છે.)

૪ સમજણ વિનાનાં અને અસલી વિચારનાં સ્ત્રી પુરૂષો

પ્રાણ છૂટે પલંગે તોય મોના,[1] કાણે વાંચ્યો એમ તારરે-સુ૦ ૧૦
શુદ્ધ[2] કીધા પછી સુખે સુવા ઘો, સાનતો લાવો લગાર;
માફિ ગુન્હાની માગવા બોધ ઘો, રીઝે કાંઇ કરતારરે-સુ૦ ૧૧
શાંત થઇ સગાં સારૂં વિચારો, કુટી કરો ના હુંકાર;
જેઠમકે' જગત્રાતા ચતુર છે, ભલે દાખવો ભલું મ્હારરે-સુ૦ ૧૨

## * તેરમાનો તડાકો.

### પદ.

જમવાને જઇએરે, ચાલ જમવાને જઇએ.
ચાલ્યો છે તડાકો કેવો તેરમાનો?——— ———ટેક૦
વાર થઇ ગઇ થયે હકારાં, લોક જાયછે ઝાઝા;
દીક્ષિતને જનનીતો ચાલ્યા તરવાડી પણ તાજા—ચા૦ ૧

---

એમ સમજે છે કે મરતી વખતે માણસને બીનું પેહેરાવી અંગોળમાં રાખવાથી વિષ્ણુના દુતો તેડવાને આવે છે.

૧ વખતે પલંગમાં અગર ભોંય ઉપર પણ પથારીમાં દેહ છૂટે તો સદ્દગતિ ન થતાં જમકીંકર તે જીવને લેવા આવે છે. (કદી આવું બને છે તો પુરૂષ કરતાં સ્ત્રીઓ આગળ પાછળ બહુજ ચરચા કરે છે પણ માણસના સારા નરસા કૃત્યનો વિચારજ કરતી નથી )

૨ આ બાબતમાં મ્હારો મત એવો છે કે તમને ગંદી પથારીથી અગર માંદો માણસ અશુદ્ધ હોય તેને લીધે વેહેમ આવતો હોય તો તેને શુદ્ધ કરી સુખે સુવા દો પણ આખર વખતે દોડા દોડ કરીને જળનો માર ચલાવો છો તે બંધ કરો. તમારા પાણી રેડવાથી કાંઇ વળવાનું નથી.

* મરનાર સ્ત્રી પુરૂષ જુવાન હોયકે ઘરડાં. પણ પાછળ તેરમુ કરવાનો ચાલછે અને તે દિવસે વઘારેમાં ઉપર ઘી પીરસવાના રીવાજથી બ્રાહ્મણો ઘણાજ ખુશી થાયછે; લગ્ન સીમંત. અને જનોઇની ન્યાતોમાં ચોકસ ચાલ નથી એટલે કે ગમે તે જમણ કરવામાં આવેછે અને તેઉપર ઘી વિનાનું

દોડમ દોડા દવે કરેછે, પ્હેલા પ્હોચ્યા પંડયા;
મ્હેતાજીના મ્હોવણુસાર, બાખર કુટવા મંડયા—ચા૦ ૨
એકજ્ઞા- ન્યાત ભરાવા માંડી મ્હોટા, હીંડી પેલી નાની;
પ્રધુમનની લાવ પોતડી, ત્યાં માગીશું કા'ની?—ચા૦ ૩
પલાણુ પાણી વાસણુ પ્હેલું, થારાંડીના વ્હેલો;
ભૂલિશમાંએમ્હોટાપડિઆ, જઇ પ્હોચતુંપ્હેલો—ચા૦ ૪
પતરાળુ પણ લેતો જાજે, કેળ પાતરાં પેલાં;
ઠારીશેં શક્રાઇ લાડૂ, લઇશમાં કાપેલાં ———ચા૦ ૫
બીજો-પંડયા શાને મોડો આવ્યો, ઠામ કાલ કયાં હૂતો?
પંડયા-કાલ રાંડિતું પચ્યુ નહોતું હુંતો હૂતો સૂતો—ચા૦ ૬
ત્રીજો-મેર રાંડિના સૂતો શાને' ઊંઘે તેનો પાડો,
મોડો આવી જાય મ્હાલવા, આંથી એને કાઢો—ચા૦ ૭
પંડયા-કાઢો કાઢો કે'છે શાને, શી ગઇ પૂંજી તા'રી
વગર ન્હોતરે કયાંઆવ્યોછું, બોલજરા વિચારી—ચા૦ ૮
કર્ત્તા-લઢી પડયા જોતામાં બેજણુ, પંડયા બેઠા ઠામે;
લાડૂ આવ્યે શમી લઢાઇ, ધાંધળ[1] કીધું ભામે—ચા ૯
સ્ત્રી-મેર મયા શું કર્યું રાંડિની, ચંબુ શાને ઢોળ્યો;
ભાગ્યો આટાંકાનો પડિઓ, લાડૂસઘળો બોળ્યો—ચા૦ ૧૦
મયા-બોળ્યોતો ધણિનો બો[2]ળાયો, બોલાંછાં શિદ આડુ

---

પણ કેટલા એક કરેછે પણ તેરમામાંતો છાપના કાગળ ઉપર દસ્તાવેજ સામ સામી થયાહોય એવુ છેઃ આ મજબુત થઇ પડેલો રિવાજ તેમજ શોકનું જમણુ એ બન્ને ત્રાસદાયક હોવાથી આ બાબત કાંઇક લખવુતો ખરૂ એમ વિચારી આ પદ અત્રે દાખલ કીધુ છે (મ્હારા લખાણુથી ખોટું લગાડનારા જનો વિચારી જોશેતો ખરૂં શું છે તે સમજાશે.)

૧ બોલા બોલી અથવા વખત ગાળવાની નકામી તકરાર.

૨ ન્યાતમાં ઘી ઢોળાય અગર બીજું કાંઇ જમતાં ન-

લઢી મરોછો શાને ભુંડી, લેની બીજો લાડૂ—ચા૦ ૧૧
ક્ર્તા-લાડૂ ઠરવા શોર નકામો, પુરૂં ભર્યું પતરાળું;
ઘર મણિતો ઘર વેચીબેઠો, એકરાત્રિનું વા[૧]ળું-ચા૦ ૧૨
પંડ્યા-જાંની લ્હારૂં લાવ પોતિયું, પલાળિ વા ઊડાડું;
જાની-મેરરાંડિના શાનુંઆપું, તું શુંઆપિશભાડું?-ચા૦ ૧૩
પંડ્યા-ભાડામાં જાનાનગિ લેજે, થયો ભ[૨]વો હોકારો;
લાડુ ઠારવા પાણી રેડ્યું, પાગ બગાડ્યો મ્હારો-ચા૦ ૧૪
ક્ર્તા-જમવા બેઠા મોદક પંડ્યા, લગન ખરૂં આધારી;
એકમેકની વાનગિ માગે, આરીતે ઉચ્ચારી—ચા૦ ૧૫
મોદક-બાળા લ્હારી લાવ વાનગી, જોઆ મ્હારી બાઇ;
ચોદ નંગ આ મ્હારાં રાખ્યાં, બેલે તું શક્રાઇ-ચા૦ ૧૬
ઘીનો માલ ઘણો શક્રાઈ, ચ[૩]ડકો જો ટાંકાનો;
[૪]રાંડીનાનો દિવસ સૂઝ્યો મરનારોતો ન્હાનો—ચા૦ ૧૭
ગૃ[૫]હસ્થને ઊપર ઘી નગમે' ઠરાવ હૂતો કરિયો.
જશલેનારા ખળ્યા નહીંને, ઘીનીતામડિ ફરિયો-ચા૦ ૧૮
મરવાંને કરવાંતો ભૂંડા, ઘણું દોહયલાં વારૂં;
ખાંડ પીરસી જો શક્રાઇ. મન હરખેછે મ્હારૂં—ચા ૧૯

---

કામુ વધેકે પહેલું બીગાડે તેની ફીકર ઉપરની બોલી પ્રમાણેજ હોયછે. ૧ ઘર ધણીએતો એક દિવસમાં ન પ્હોચાયાથી ઘર વેચ્યુ પણ જમનારાનેતો માત્ર એકજ રાતનું વાળુછે. ૨ પીરસણુ આવી રહ્યા પછી જમવાની રજા આપવી તેને ભવો કહેછે. ૩ ઠરેલોકડકો=કાનળી=ઘી અને બીજી પ્રવાહી ચીજ ઠરી જાયછે ત્યારે તેને એવુંજ કહેછે. ૪ નાગર બ્રાહ્મણોને બોલવાની સાધારણુ ટેવ પડીછે. ૫ ઉપરથી ન પીરસવુ એવો ઠરાવ પેટલાદના સમજુ ગૃહસ્થોએ કીધો હતો પણુ સ્ત્રીઓના દબાણુથી અને બ્રાહ્મણોના "ભાઇ મહા રાજા"થી ક્ષુદ્ર દૃષ્ટિના જનોએ તે ઠરાવ નિર્બળ કીધો.

આણુ સાલતો આજજ જાગ્યું, જાસક ગયું ગઇ સાલે
 શ્રાધપક્ષમાંસારું વળશે, ક્યાંઆપણું[1] વિણુચાલે–ચા૦ ૨૦
પંડ્યા--ભાત લઇશમાં ભોળા, નહીંતો, કાલે જમવુ પડશે;
 કર ટાંકાના પડિયા ચોખ્ખા, શાક રાયતાં નડશે--ચા૦ ૨૧
ભોળો--જમવા આવ્યા જાસક જમિશે', રસોઇ કાલે કેવી?
 પરમ દિવસે પચ્યું હશેતો, પડશે ખીચડિ લેવી--ચા૦ ૨૨
પંડ્યા–માગિ દક્ષણા[2] માગી લેજે, ઘેર દિવો[3] લેઇ જાજે;
 ઠામ હોય સોપારી ખાજે, જરાક પાણી પાજે–ચા૦ ૨૩
ભોળો–નથી રહ્યું પાણીછે થોડું, પાગ સારૂ જોઇશે';
પંડ્યા–લાજરાંડિનાદિકરોથઇને,અમેપાણીઘરપીશે'–ચા૦ ૨૪
કર્તા–ખુશી રહેવું ખાતાં પીતાં, તેરમુ કે હો વરસી;
 મુઆઉપર મિષ્ટાન્નઉડાડે, ન્યાતસારાકે નરસી?–ચા૦ ૨૫
 મરજણ[4] દિવસ સીમંત ફરી નહિં, તણાઇને પણ કરવું;
 જેઠમકે' જીવન વેચીને, ઝોળી ઝાલી ફરવું?—ચા૦ ૨૬

## મુઆની મ્હોંકણ.

### પદ.

"જે કોઈ પ્રેમ અંશ અવતરે"———એ રાગ

મુઆપાછળદુખિયાંરડવડી, બહુદુખલ્યોશિદકૂટીરડી? ટેક
સમજુ થઇને શિર કૂટોછો, પીટો આડાં પડી;

---

૧ નાગરોની અશક્તિ કે પછી કામ કાજનો કંટાળો કે આળસ અને મ્હોટાઇને લીધે તેઓ દબાણમાં રહેવાથી બ્રાહ્મણો ગરજ બતાવતા નથી. ૨ જમવા નઆવ્યુહોય તેની પણ દક્ષણા માગી લેછે. ૩ રાત અંધારી હોયકે અજવાળી પણ ન્યાતમાંના દીવા જમ્યાપછી હાથમાં ઝાલીને ઘેર લઇ જાયછે. ૪ સ્ત્રીનું સીમંત અને મા બાપનો દિવસ એ ફરી ફરીને આવનાર નથી એવુ સમજીને કરજ કરીને પણ વરો કરવામાં પાછી પાની કાઢતા નથી.

ક્રાંણુ ગએલુ પાછુ આવ્યું. ઉઘડી કોની કડી*?—બ૦ ૧
વંચાવોછો ગરૂડ પુરાણે, તોય લેવી રહી ઘડી[1];
માનેનહિંતોનાસ્તિક કોʼછો, શીશીખતમનેઅડી?–બ૦ ૨
ભૂત દેહ સહુ સહુમાં મળિયો, આવી રહી જ્યાં ઘડી;
જન્મ્યુ તેક્યારે પણ જાશે, એ ઘડિ સહુને નડી–બ૦ ૩
બાળક યુવાન વૃદ્ધ ગયાં બહુ, આપણિ ખાંધે ચઢી;
આપણુ એમ ચઢીશું ખાંધે, જાશે સ્વારી છડી–બ૦ ૪
રાવણ, રામ, યુધિષ્ટિર, અર્જુન, અમર ગતિ નવ જડી;
એક દિવસ બ્રહ્માપણ ભૂમાં, તાણે પ્રલયનિ ઝડી–બ૦ ૫
મ્હોટાઇ મ્હોટાની નચાલે, પુજાય પછી પા[2]વડી;
કોટિ કલ્પમાં ગયું ન આવે, શી જોવી વાટડી—બ૦ ૬
બે રસ્તા સહુ[3]નાછે સરખા, હિંડો શું મૂછ મરડી;
હરી કરેતે કરશે સમજી, મતિ એની છે વડી—બ૦ ૭
મરે નહીંતો સૃષ્ટિ નમાયે, થાય અનીતિ વડી;
નિર્બળને બળવાન રડાવે, જીતે બળથી લઢી——બ૦ ૮
જન્મ મરણ ઘટ માળ જાણિલ્યો, પ્રભુ લીલા ગડબડી
ભરાયને ઠલવાય વહેજળ ખાલીન જાયે ઘડી——બ૦ ૯
ખપની આપણિ ચીજ હોય પણ, ખપનિ કાળને પડી;
પરભાર્યાં પર શાનો દાવો, કોણ પુત્ર માવડી?—બ૦ ૧૦

---

* એકનો એક પુત્ર મરવાથી આંને ઘેર તાળુ દેવાયું એવુ લોક કહેછે તોપણ રડવાથી કાંનું ઉઘડયું.

૧ છાજીયાં=સ્ત્રીઓ કુટેછેતે. ૨ મ્હોટા ધર્મ ગુરૂ હોયકે સંત સાધુ હોય તેમને પણ આખરે કાળને હાથે ચઢવાનુંછે, પછી તેમના નામ માટે પાવડી ભલે પુજાય,

૩ શોક કરોકે ખુશીમાં રહો; સુખી થાઓકે દુખ પામો; અભિમાન કરોકે નમ્રતા રાખો પણ અવતરવાનો ને મરવાનો રસ્તોતો સહુનો સરખોજછે.

ગણાય નિ[1]જ સંબંધ સુધી પછી, નભે નહીં આખ[2]ડી;
માનો ત્યાં લગી મ્હારૂં મ્હારૂં, પુત્ર મિત્ર બાયડી—બ૦ ૧૧
માયાનું આવરણ દુઃખદે, શારે આ શારડી;
જન્મમરણ ચાલ્યુઆવેછે, જનહિકમત બાપડી—બ૦ ૧૨
નજરે દેખી દુખ શું ધરવું, કરવિ ઉભી ઠાઠડી;
માત પિતાએ પુત્ર વળાવ્યા, કોણ મરેછે પડી——બ. ૧૩
ગાંધારીના મુઆ પુત્ર [3]શત, પિવાઇ નથિ [4]રાબડી;
પ્રાણગયા રણમાં શબપડિયાં, મા ઉભિ રહી આથડી—બ. ૧૪
પુત્ર ખડકીને લેવા કેરી, ભૂખે શબ પર ચઢી;
યાદવ કુળનું સહુ જાણે છે, નવ સુંધાડઇ [5]જડી—બ. ૧૫
વિસારવું દુખ પેટનિ આગળ, પ્રભુની ઇચ્છા વડી;
ધર્મ કર્મમાં ઉમંગ રાખો, જેઠમ ક્લેશ [6]કનડી——બ. ૧૬

## પદ—૨

### રાગ—એજ

મુઆપાછળ દુખથીજ ન [7]ગળે, દિલાસો કેવોઊંધો મળે—ટેક.
પ્રથમ દિવસથી બેઠી પનોતી, સગાં આવીને ભળે;
રડી રડાવે પુરૂષ નારિને, કંઇતો બાઝે ગળે—— દિ. ૧
નવ દિવસો નિત્યે ત્રણ વેળા, અંતર જોરે બળે;
કઇ મહિનો કઇ ક્લેશ વર્ષનો રૂઢિ [8]મરણ સમ વળે—દિ. ૨

---

૧ પોતાના.
૨ બાધા રાખ્યા પછી કોઇપણ બાબતનો નિયમ રાખવો તે અથવા વખતે બાધા આખડી પણ કહેછે.
૩ સો. ૪ કોઇએ રાબડી સરખી પણ પીધી નથી (રણમાં રઝળતા મુઆ છે.)
૫ કોઇનાથી જડી બુટ્ટી સુંધાઇ નથી. (યાદવો ઇલમ વાળા અને જોરાવર હશે છતાં તેમનાથી પણ કાળ વશ થયો નથી.) ૬ નડીને=ક્લેશને દુખ દેઇને એટલે ક્લેશ ન કરતાં. ૭ સુકાય. ૮ જેવું મરણું થયું હોય તે

સંભારીને ત્રાસ પમાડે, [1]પુરૂષ સુણી નવ ખમે;
વિલાપનું તો વળણુ વળે નહિં, વાર્યે વધુ નીકળે—દિ. ૩
બ્હાર કથામાં શિક્ષા વચનો. તે કો'નાથી [2]પળે;
બૈરિ [3]આવિને બઝવે બોલે, જુઓ મરણું આ [4]પળે-દિ. ૪
શોક તણી [5]શય્યા પાથરવી, આંખે આંસુ ઢળે;
ચતુરાની ચરચા બહુ તેમાં, જુએ સર્વ તે સ્થળે—દિ. ૫
ઘેલાઈ ઘરમાં જઇ કાઢે. બોધ ક્લેશનો મળે;
દર માસે [6]દારાઓ દુખદે, ટાણે આ [7]સુખ રળે—દિ. ૬
કો દુખથી કો દેખા દેખી, કોકે'વાચક [8]બળે;
લૌકિક આવે સગાં સબંધી, કો'નુ દુખકો' ટળે?——દિ. ૭
મ્હોંકણુ ન્હોય મુઆની પણુ જે જીવે છે ભૂતળે;
વળગી રે'છે શાને સ્ત્રી નર, લાભ વિના પોગળે——દિ. ૮

---

વું રડવા કુટવાનું હોય છે. ૧ સ્ત્રીઓ ગમેતો અંતઃકરણુથી કે પછી ગમે તે રીતે વિલાપ કરેછે પણુ તેથી પુરૂષોનું કાળજુ ભેદાય છે. ૨ મનાય=ખરૂં થાય=સાચું પડે=વર્તવું તે. ૩ પરભારી સ્ત્રીઓ આવીને શોક ઉપજાવે એવા બોલ બોલે છે અથવા આગળ પડીને કુટે છે તેથી સર્વને તેની પાછળ દોરાવું પડે છે.

૪ વખતે=વેળાએ (પેલી સ્ત્રી બોલે છે કે મરણું જોઇને કુટો.)

૫ વધારે શોક થવાને માટે શય્યા પાથરવી (વધારે શોકનું કારણુ મરનાર સ્ત્રી અગર પુરૂષનાં કપડાં દેખવાથી ઉત્પન્ન થાય છે) અથવા બીજો અર્થ એકે શોકની પથારી પાથરવી. ૬ મસીસેરોવાનો ચાલ છે.

૭ ટાણાને દિવસે પણુ કેટલીક સ્ત્રીઓ ક્લેશ કરે છે.

૮ કોઇ સ્ત્રી બીજીઓને કુટાવવાને બળ કરીને વચન કહેકે તેથી તેમને છાતી પર જોરથી હાથ મારવોજ પડે અથવા બીજો અર્થ એકે કોઇ સ્ત્રી એવાં વચન બોલેકે તેથી આપણે બળીએ=દુખી થઇએ.

દુખ દાયક જાણી ના ખસવું, કહો એમાં શું ફળે;
ભેગાં થઇ દેવાય દિલાસો, દુખિના દિવસો ગળે——દિ. ૯
સંવત્સરિને શ્રાધ્ધે આંખો, ભરવી આંસૂ જળે;
ડર્યો દૈવ ક્યારે ડસકાંથી, અજ્ઞાની ટળવળે——દિ. ૧૦
જ્ઞાની તે દુખ ભાગે ઓઠે, ક્લેશ શમાવે કળે;
આડાં ચાલે તેજ ન ઉંધાં ચરચા કરવા બળે——દિ. ૧૧
નવ ડરવું એવી નિંદાથી, ભલે ન તે શું [૧]હળે;
[૨]મોત મારવું આ જીવતાનું, જે મારેછે છળે——દિ. ૧૨
[૩]લૌકિક વિણ દેવો દિલાસો, મળવું દુખને સ્થળે;
ગરુડ પુરાણે આજ શીખદે, એ જેઠમથી મળે——દિ. ૧૩

## પદ. ૩

### રાગ—એજ.

કહો નરનારી નિશ્ચયકરી, શોકની રૂઢી ખોટી કે ખરી—ટેક૦
ખરા ચિત્તનો શોક પળેછે, બહુ વર્ષે જરી;
શોક કરીને શુંશું કીધું, નકામિ ચિજ શી ઠરી ?—શો૦ ૧
ગુજરનારની વ્હાલી વસ્તુ, તજી તમે શું પરી;
શું રાખ્યું શું નાખ્યુ કાઢી, પૂછું હું કરગરી——શો૦ ૨
મુઆ પછી ખાધું કે ભૂખ્યા, ખાતું ગયા વીસરી;

---

૧ તેની સાથે આપણે વખતે ન બને તોપણ ડરવું નહીં અને નિંદા થવા દેવી પણ ખરાબ રૂઢીને ખસેડવી.

૨ જીવતા માણસને મારનાર આ શોકની રૂઢી રૂપી મોત તેને મારવું કે જે આપણને છેતરીને મારે છે ( જે શોક આપણને છેતરે છે=આપણે જાણતા નથી કે મારશે પણ વખતે શોક માણસનો જીવ પણ લેઇ લેછે. )

૩ સારી વાત એ છેકે રોયા વિના ( ઓહો કરતા જવાનો ચાલ છે તે કર્યા વિના ) દિલાસો આપવો.

ગળ્યું તજ્યું પણ સ્વાદ તજ્યોછે. ખાધિ રોટલી નરી[1]—શો૦ ૩
એક વાર ખાધાનું કો'છો, બારે[2] શીચિજ ભરી?
દાળ, દૂધ પહુંઆ, કસણેલુ, આરોગે શું હ[3]રી?—શો૦ ૪
નવા નવા નુકતા કયમ સૂઝે, દાઝ જાય ક્યાં સરી;
શોક પાળવો પડે સર્વને, એકનો પુંઠે ફ[4]રી—શો૦ ૫
ન્યાત તજી નહિં ક્યમ આખર લગિ, આવે કયમ સાંભરી
શું પ્હેર્યું આભરણ ઉતર્યું, મનથિ મઝા ઊતરી?—શો૦ ૬
વિધવાએ કયમ વાળ વધાર્યા ગળે સાંકળી ધરી;
કડી કડૂ કયમ વીંટી પ્હેરી, [5]ક્યમ અડવી ના ફરી?—શો૦ ૭
[6]બાધ બંગડી વિણ શો આવ્યો, ખાધિ બીડિ કયમ કરી;
કસબિ ચોગલાં સરસ મોળિયાં કમખો પ્હેર્યો ઠરી—શો૦ ૮
સ્વાદ વિના કેઇ. સ્ત્રી રહિછે, શાસ્ત્ર બોધથી ડરી;
નથી [7]સાંભળી વાતો કોની, કોણ વિયોગે મરી?——શો૦ ૯

---

૧ કોરી=લૂખી. ( ઘી અગર દૂધકે શાક વિના અન્નજ ખાવીતે )

૨ બપોરે બાર વાગતે પેટમાં શું ભર્યું=શું ખાધું

૩ દાળ ( તળેલી ) વગેરે બપોરે જે ખાવાનું કરોછો તેશું ઇશ્વર આવીને ખાઇ જાયછે.

૪ રહીને. ( ઘરનું એક શોક પાળતું હોય એટલે વહુ દીકરી આદી સર્વને તેમજ નજીકનાં સગાં વહાલાંને પણ પાછળ તણાવું પડેછે; મતલબ ઘણાં માણસ દુખી થાયછે. )

૫ સધવા પણ સોનાની બંગડી પ્હેરેછે ને વિધવાઓ પ્હેરેછે ત્યારે તેમાં ફેર શો; અથવા બીજો અર્થ એકે ન પેહેરેતો શું ના ચાલે?   ૬ વિધવા પાન સોપારી અને ઘણીતો તંબાકુ સુધી પણ ખાયછે ત્યારે એ શોખ પતિ વળાવ્યા છતાં કેમ રાખી રહી?

૭ વિધવાની ચાલ ચલગતની અફવા અગર ખરી હકીકત કોણે સાંભળી નથી?

છોડિ ઘુઘરા સાંકળિ બાંધી, અસર ખોટિકે ખરી;
કસર તોઇની ગઇ[1] ચોગલે. કીંમત ઉલટી તરી—શો૦ ૧૦
તજ્યા સાળુને સાડી[2] લીધી, લોક લાજથી ડરી;
[3]ન્યાત જમ્યા પછિ બેઠી ઘરમાં. ઉઠી ઉદરને ભરી—શો૦ ૧૧
પાઘ કાળિ પણ પચીસનીલે, પેચ જાય નવ સરી;
પિરોજીને પોપટિયા રંગે, તેજી કો'ની કો' ઝ[4]રી—શો૦ ૧૨
શોક રાખિને કોણ સુતું છે, એક વસ્ત્ર પાથરી;
કોણ જાગતું રહે શોકમાં, ચરચા એકજ વરી——શો૦ ૧૩
કરે ચાકરી માંદાની બહુ, હારી જાયે ફરી[5];
સગાં કહે છુટેતો સારૂં, કે જાયે ઊગરી———શો૦ ૧૪
વિદાય કરિ સહુ રાતે ઊંઘે, જાગે નહિં કો જરી;
થાક સમે બેસે સહુ રડિને. તન સંભાળે[6] ડરી—શો૦ ૧૫

---

૧ શોક પાળનારી સ્ત્રી તોઇ કે રીત કમખા પર ચોઢતી નથી પણ તેના બદલામાં અડતું ન પડવા માટે અથવા કમખો હલકો ન જણાય તેટલા માટે ચોગલાં ઘણાં ભારે રાખેછે તેમજ મ્હોળીઆં પણ બે પાસે ભારે ચોઢાવેછે. (જો ખરો શોક હોયતો આવું કરવાનું શું કારણ?) ૨ શોકને લીધે સાળુ પ્હેરાતો નથી ત્યારે પચીસ ત્રીસની કસબી સાડી પ્હેરેછે તે પણ સાળૂની બરોબરી કરવાને માટેજ.

૩ જેને ખાણુ હોયછે તે ન્યાતમાં ન જમવા જતાં ઘર ધણીના ઘરનાં જમવા બેસેછે અથવા પછીથી આવેછે; એવું જણાવાને માટે કે જાણે જમવાજ ગયાજ નથી. શોક પાળવાના સબંધમાં આ એક અનીતિછે. (ગમેતો જમવા નજવુ અનેજવુતો છોનચોરી કરવાનું કાંઈ કારણ નથી.)

૪ ખરીગઇ=જતી રહી. (મતલબકે કોણ ભભકો બતાવતુ નથી?) ૫ ઘરમા ફેરા ફાંટા ખાઇને.

૬ મોતથી ડરીને અથવા આપણુ શરીર ખરાબ થશે આવા ડરથી પોતાનું શરીર સર્વે પ્હેલું સંભાળેછે.

રાજનગર[1]નું ખાણું ભારે, પાળે પુરૂષો સ્મરી;
ચરોતરે પણ ચાલન મૂકી, રહ્યા ઢોંગને ધરી——શો૦ ૧૬
પેટ બાળિને ખાવું એથી, કો'નિ પત્રી ઉતરી[2]?
રડવું, રાતે જમવું મૂકો, ગળે મુકો શિદ [3]છરી—શો૦ ૧૭
જન્મ મરણુ કુદરતી નિયમ છે, કાળ પુંઠે છે આ ર;
શોક તજો હાનિ કરનારા, રે'વું ન કોને ઠરી——શો. ૧૮
કરવાનું નથિ કરતા કોઇ, સુખ રસ્તે વિચરી,
આડા આવી રહ્યા કુધારા, દુખી જ્ઞાતિ નાગરી—શો. ૧૯
આ રૂઢિ ચિંતાની ભરી છે, સુકૃત્ય જાયે સરી;
ઉદયતણો અટકાવ કરે છે, જુઓ તપાસી જરી—શો. ૨૦
નીતિ ભંગ થતો હોયતો, ચાલો ત્યાં સહુ ડરી;
જેઠમ કે' એ વિના ફિકરશી, રો'જ્યમ રાખે હરિ—શો. ૨૧

## તેજ દ્વેષી વિષે.

### રૂચિરા છંદ

(લાવણીની ચાલથી પણ ગવાય છે.)

બનવાનું સારૂં કે નરસું, ત્યારે સૂઝે તેમ મતિ;
ચિહ્ન હોય ચઢતીનાં જુદાં. વખત સૂચવે જો પડતી,
સુચાલ તે સુખનું મૂળ કા'વે, દુર્ગુણમાં દુખ હોય અતિ;
અમૃતનું ફળ કુબીજથી ક્યાં, ફળ લેવાનું જેવિ—કૃતિ. ૧

---

૧ એવું સાંભળવામાં આવ્યુછેકે પેહેલાં પુરૂષો પણ શોકથી રાતે ખાતા હતા પણ હવે એવું નથી. જોકે ઘણી ખરી બાબતમાં સુધારો થવા લાગ્યોછે તોપણ શોક પાળવાની બાબત હજી ટકી રહીછે ખરી   ૨ આ માણસતો ગયેલુ પાછુ આવશે એવો કાગળ કોને માટે આવ્યો?
૩ પોતાને અને પારકાંને ગળે છરી શાને મૂકોછો?=ખાતાં નથી અને ખાવા દેતાં નથી અથવા તમારે લીધે (શોક પાળનારને લીધે) બીજાં ખળેછે એવું શામાટે કરોછો?

દુર્ગુણુ ફળનો જુઓ દાખલો, જુઓ નાગરો વડનગરા;
સ્વજ્ઞાતિનું સુખ જોઇ મુઆયે, હર્ષ દેખી બાલે [1]વધરા;
દુખ પોતાનું દેખી દાઝે, પર સુખ પણુ નવ ગમે જરા;
[2]ભલું કર્યું કે ભલો ન ઉચરે, બોલે ઊલટા કે'અધરા. ૨
ન્હાની મ્હોટી વાતે દ્વેષી, એ જીભે નહિં યશ [3]મળશે;
ખરચ કર્યામાં ખાંપણુ કાઢે, ખારીલા જન નહિં ખળશે;
નિર્ધનને કે' [4]કર્યું તણુાઇ, કેમ કરી દેવું વળશે ?
કર્યું શ્રીમંતે [5]પાડ કર્યો શો ? શા ખપનું ઝાઝું રળશે. ૩
[6]જમણુ જમીને કાંઇ વખોડે, હોય કદી સહુ સારૂં થયું;
રાત્રિ પડયાનો દોષ બતાવે, ઉજાગરે શિર દુખી ગયું;

---

૧ તકરારો.

૨ કોઇ માણુસે કાંઇ સારૂં કર્યું હોય અગર કોઇ સારો માણુસ હોય તોપણુ આણે સારૂં કર્યું કે આ માણુસ બહુ સારો છે એવું કદી પણુ પોતે કહે નહીં; એટલુંજ નહીં પણુ કોઇને કહેતાં પણુ તેનું ચાલેતો અટકાવ કરે. ( આડા અવળા દાખલા આપી બોલવા ન દે. )

૩ તેજ દ્વેષી નાગર હશે તેને મ્હોડેથી કોઇનો યશ ની કળશે નહીં. ૪ ગરીબ કાંઇ સારૂં કરેતો તેને તેજ દ્વેષી કહેશે કે "તણુાઇને કર્યું."

૫ પૈસાદાર બે પૈસા ખરચે તો કહેકે શું પાડ કર્યો !

૬ ન્યાતમાં જમીને ત્યાંને ત્યાં અગર ઘેર આવ્યા પછી દાળ શાક વગેરેમાં કાંઈપણુ ખોડ કાઢયા વિના ન રહે; અને તેમાં કહેવા જેવું ન હોયતો રાત બહુ જાય છે તેથી મારૂંતો ઉજાગરાથી માથું દુખે છે; એમ પણુ કહે. કોઇ વળી પીરસનારની ઢીલ બતાવેતો કોઇ કહેકે ઘરનું કોઇ રહ્યું નહોતુ તેથી જેને જેમ ફાવ્યું તેમ પીરસ્યું. કોઇ સ્ત્રી કહેશે કે ભીખારાં પડયાં તેથી હુંતો ભાત ખાધા વિના પાછી આવી; મતલબ કે તેજ દ્વેષી માણુસ હોય તે કોઇ પણુ પ્રકારે સારૂં ન બોલતાં ખાંપણુજ કાઢયા કરે.

પિરસનારની ઢીલ વધારે, ઘરનું ન્હોતું કોઇ રહ્યું;
પડયાં ભિખારાં ભાત ન ખાધો,આગળ પાડે નિંજ કહ્યું. ૪
[૨]બાળલગ્ન નવ ચ્હાય ચતુર નર, પુત્ર લગ્નની વાર કરે;
કુળ હીણો કે અછત બતાવે. કોણ પુત્રિને સામિ ધરે?
શ્રીમંતનું અંધારૂ ઉચારે કુચાલ ઘરપર આવિ ઠરે;
કૃપણ કુસંગી કંઇ પણ કાઢે, છિદ્ર સોધવા દૃષ્ટિ ધરે. ૫
નારિ નારિનું નર નરનું કે', સૂઓ તે કો'ના ઘરનો;
[૩]ઉપરીના પણ પાય તકાસે. હુકમ ન માને નાગરનો;
પરજ્ઞાતિને કર દ્વય જોડે, બોલ જ્ઞાતિ સાથે છરનો;
કંઇ ઉપરીને દ્વેષે પાડયા, દ્વેષ અમલ સાથે જરનો. ૬
અમલદારનો અમલ વખોડે, અમલ નથી લાયક નરને;
દિવાન ગિરિમાં દુખ શું કાઢયું, હણ્યું જ્ઞાતિના દળદરને;
[૪]નોકર કે' ઘર બેઠેલાને, આવડ વિણ સેવે ઘરને;
વતનદાર કે' ચાકરિમાં શું, આમ [૫]વખોડે નાગરને. ૭

---

૨ સુધારાનો સાથી અગર કોઇ ડાહ્યો પુરૂષ હો; અને તે બાળલગ્નથી ત્રાસીને પોતાના પુત્રનો વિવાહ અગર લગ્ન વેહેલું ન કરવાની મરજી બતાવે તો તેને કુળહીન છે એમ કહે અગર કન્યાની અછત બતાવે અને દ્વેષી સ્ત્રી પુરૂષ બહાર પાછળ એમ કહે કે કન્યા કયાં સામાં કરી છે?

૩ નાગરના હાથ નીચે નોકરી કરવાની હોયતો તેનો હુકમ ન માનતાં તેજ હલકો પડવાનો ખેદ કર્યા કરે અને પરજ્ઞાતિનો ઉપરી હોયતો તેની ગુલામગીરી કરે.

૪ કોઈ માણસ સ્વતંત્રતાથી સુખે પોતાના કુટુંબનું પોષણ કરતો હોયતો તેના વિષે એમ કહે છે કે નોકરી કરવી એમાંતો ઘણી આવડ જોઇએ છીએ; પણ આવડ ન હોય ત્યારે ઘર સેવે તેમાં શી નવાઇ.

૫ ખાંપણ કાઢે=ખોટું બોલે.

[1]લાંચીને દુર્ગુણુની ખાંપણુ, નવ લેતોકે' બ્હીકણુછે;
માનવંતનું માન ન ઇચ્છે, માનવંતને કે' રૂણુછે;
પિવાય નહિંને નવ પીવાદે, દૂષીનું લીધું પણ[2]છે;
મોજ શોખને પ્હેર્યું નગમે, બોલે ઘરમાં ક્યાં કણછે? ૮
[3]કોઇ વાતની ભીંડ જોઇને, ધારે સુજ્ઞ ભલું કરવા;
ભલું કર્યાનો દ્વેષ દ્વેષિને, ન દે કામને આદરવા;
દ્વેષ કરીને ભલું ન તાકે, રાજી નહિં કોઇ ઠરવા;
શ્રીમંત હુંને મને ભાઇકે,' યોગ્ય સર્વ મુજથી ડરવા. ૯
ન્યાત જાતના હિતને માટે, આગળ જો નર કોઇ પડે;
[4]અવર કારણે કે યશ દૂષે, કળ અંદર રહિને મરડે;
લાભ હાનિનો વિચાર શાનો, બેસાડે જ્ઞાતિનું ભડે;
આમ દ્વેષ ઉઠયા ચોપાસે, શનિ[5] રાહુ સર્વને નડે. ૧૦
પંકાતી જ્ઞાતિની પડતી, માંહિ માંહિના દ્વેષ થકી;
પ્રકાર ગણુતાં પારન આવે, તોય મૂળ આગણો નકી;
મમત રાખિને નિજ જ્ઞાતિનો, ચાહો ઉદય થવાની વકી[6]

---

૧ લાંચ લેનાર પુરૂષનામાં દુર્ગુણછે કહીને ખાંપણ કાઢે તેમજ જે લાંચી નથી તેને બ્હીકણ ઠરાવીને ખોડ કાઢેછે.

૨ જળ મુકવુ=સોગન ખાવા=નિશ્ચય કરવો.

૩ જ્ઞાતિમાં સુધારો કરવાને અગર ભલુ કરવાને કોઇ માણસ શરૂઆતમાં અપયશ લઇને આગળ પડે છતાં ગમે તે પ્રકારે તેને ધારેલુ કામ ન કરવા દેતાં વાંધા ઉઠાવે; એમ વિચારીનેકે "હું મ્હોટો છતાં યશતે શાનો લેઇ જાય?"

૪ ખાનગી દ્વેષને લીધે અગર કોઇ બીજા કારણને લીધે છાના રહીને લોકોને આડાઇ કરવાને ઉશ્કેરેતે.

૫ શનિ અને રાહુ એ બંને ગ્રહ નડનારા કહેવાયછે તેવી જ રીતે જ્ઞાતિનું ભલુ થવામાં આડા આવનાર માણસ હોય તેને પણ એવાજ જાણવા. ૬ તૈયારી અથવા ખબર

એષ્ટ દાખલે પામ્યો ખ્યાતિ, શીદ વગાંણુ કરો બકી[1] ૧૧
હોય સુજ્ઞ જ્ઞાતિમાં મ્હોટા, પ્રભુ તેમને અધિક કરો;
અભિમાન જ્ઞાતિનું રાખી, મુખે એમ નિત્યે ઉચરો;
કુવા વિના શું હોય હવાડે? ચાર ઊજળે સર્વ તરો;
દિલ દાઝે ચરચાઓ માટે, જેઠમ આપે બોધ ખરો. ૧૨

## કુસંપ કાઢવા વિષે.

### લાવણી.

"તુ કામણ કરીને કયાં જાય નંદલાલલ્હેરી"—એરાગ
વડનગરા નાગર સુણો વાણિ સુખકારી,
શું રળો કુસંપે કહો તમે નર નારી? ટેક૦
કો' કુસંપથી ઉદ્યોગ કેટલો ન્હાસે?
કો' કુસંપથી મુખ તેજ કેટલું ભાસે?
કો' લક્ષ્મી કુસંપે રહે કેટલી પાસે?
દિન કઢાયકો' કેટલા સુખ વિલાસે?
કો' કુસંપમા કંઇ રહે ઉગરવા બારી?——શું૦ ૧
સહુ કહો કુસંપે દશા કેટલી વાળી?
કો' જીત્યા નરો કેટલા વિપત્તિ ટાળી;
કો' કોણે રાખ્યો ટેક આપ પણ ખાળી,
કો' વધ્યો કેટલો સ્નેહ સગાઇ પાળી?
કો' કીર્તિ ઘટકે વધે સર્વ વિચારી?———શું૦ ૨
નથિ કુસંપમાં કંઇ સાર દુઃખને દુખછે,
સહુ કુસંપિયોનાં સદાય કાળાં મુખછે;
ભુખ મટવા કરે કુસંપ ભૂખને ભુખછે,

---

પણ થાય. ૧ અર્થ વિનાતું બોલવું ( ખોટું બોલનારને માટે એ શબ્દછે. )

માનીલે સુખ પણ કુસંપમાં શું સુખછે
કરિ કુસંપ હાથે જ્ઞાતિ વગોવી સારી———શું૦ ૩
નવ દિઠો સગામાં સ્નેહ. કુસંપી ભાઇ,
જર[1] જમિને તોડયો સંપ ન બેઠા ચ્હાઇ;
કંઇ લઢતા દીઠા ભાઇ ચોટલી સ્હાઇ,
કહં વિવાહ[2] દીઠા ફોક કુસંપી બાઇ;
કરિ દિધું સદાનું વૈર, રીત[3] ગણિ પ્યારી—શું૦ ૪
કો વતન સારૂ લઢિ મરે થઇ પિત્રાઇ,
વધુ કરે ભાઇનો પુત્રતે અદેખાઇ;
ના-ગઇ લક્ષ્મીની હાય વધવા[4] કમાઇ,
બંધુતે તજે વ્યવહાર જુઓ મરદાઈ;
થઇ પિતા પુત્રને સઢ સદા રહિ જ્યારી———શું૦ ૫
રહિ બ્હેન બ્હેનથી દૂર વહૂથી સાસૂ,
રહિ પત્નિ પતિથી દૂર ફેરવ્યું પાસું;
દિકરી કે' માતા ભુંડી એથિ હું ત્રાસું,
નવ ગજ નમિ કહે નણંદ ભાભિથી ન્હાસું;
જેઠાણિ જણાવે જોર જમિન પર[5] વારી———શું૦ ૬

---

૧ કુસંપ વધવાનાં કારણોમાં મુખ્ય કારણ વતનની તકરારછે અને તે વતનદારને એક બીજા સાથે ઉભી થતીજ જાયછે જેથી કુસંપ તાજો થવામાં બાકી રહેતી નથી.

૨ વિના કારણ વિવાહ ફોક કરવાની નઠારી રીતને લીધે પણ કુસંપ થાયછે તે એટલે સુધીકે એક બીજાનાં મન જીંદગા પર્યંત ઉંચાંજ રહેછે.

૩ રીતભાત (ઘરેણું વગેરે લેવું તે)

૪ પૈસે ટકે સુખી હોય તોપણ પિત્રાઈનું કે પારકાનું તાણી લેવાની લાલચ ગઇ નહીં.

૫ ઠેકાણે બેઠી=જતી રહી (અંદર અંદરના કુસંપને

નવ રહ્યો સગામાં સ્નેહ ઉઘાડી આંખ્યો;
કંઇ કરજદાર નર થયા પડયા પગ સાજા[1];
ના ખાધું ખાવા દીધું પરસ્પર ગાજ્યા,
આ કુસંપમાં કઇ લોક થયાછે તાજા;
થઇ જાણુ ઘટાડી આવક મુખે ઉચ્ચારી—શું૦ ૭
નથિ એકપ્રકારે કુસંપ હોળિ ઉઠેલી,
મન ઉંચું રહેજમાં થાય રીત થઈ રહેલી
[2]પુત્રિના મરણથી સાસુ કુસંપી ઘેલી,
ટળિ સગાઇ ગણિને સંપ સ્નેહ દે મ્હેલી;
રે' જોડિ ખાંડિથી સગાં કુસંપ વધારી——શું૦ ૮
કોતત્ત્વ તપાસી નજુવે ચતુર થઇ ચૂકે,
ઘર ઘર જૂદાં નવ મદદ રહે સહુ [3]ટુંકે;
નારણો ટિકાનો પાર આવડયું શું કે,
જેઠમકે' [4]જાતે જોઇ આળ કયમ મૂકે;
આ ખોડ થકી નથિ રે'તી બોલ્યા બારી——શું૦ ૯
કુસંપ થકી ઘર ગયાં કંઇ ઘસડાઇ,

---

લીધે જમીન પણ રહી નહીં)

૧ સાજા પગ=હિંમત વાળા પગ હતા તોપણ ભાગ્યા (કરજને લીધે બેસી પડયા.) ૨ પુત્રીના મરણથી તેની સાસુ બોલેકે ચાલે નહીં તેમજ પુત્રના મરણ પછી તેનાં મા બાપ સાથે વિધવાનાં મા બાપ પણ બોલે નહીં પણ જીવતા સુધી તકરાર કર્યા કરે.

૩ રીસમાં=ગુમાનમાં=ટેકમાં અથવા બીજો અર્થ એકે કુસંપને લીધે ટુંકે ઘરે=થોડા થોડાં ઘરે રહેવાથી જરાપણ એક બીજાની મદદ મળે નહીં.

૪ જેઠમ કહેછેકે હું આ બાબતમાં કોઇના ઉપર આળ મુકતો નથી પણ કુસંપ ઘણો જોવાથી કહુંછું.

આ કુસંપથી [1]નવિસંદ્દા છે દેસાઇ;
કંઇ વતનદારનાં વતન ગયાં વ્હેંચાઇ,
મ્હોટાની ટકી નવ રહી આર્યી મ્હોટાઇ;
કરિ કુટંબ કીર્તિ કમી થયા ધા કારી——શું૦ ૧૦
નથિ સંપ ત્યાં લગી લક્ષ્મી નથી નથિ નીતિ,
નથિ સંપ ત્યાં લગી પર જનની પણ ભીતિ;
વિણુ સંપ હશે કદિ સારી કોઈ રીતિ,
નહિં રીતિ તે વખાણાય વધે નહિં પ્રીતિ;
સુખ ઇચ્છો સંપનિ સાથે રાખો યારી——શું૦ ૧૧
સંભારો છબિલા રામ સંપની વાતે,
પળતા નાગર બહુ સાથ એકલા જાતે;
સહુ સંપે સાથે મુઆ એક જે જ્ઞાતે,
એ સંપ તણા ગુણ આજ થાકિયે ગાતે
એ શ્રેષ્ટ દાખલે લ્યો ઘર નિજ સુધારી——શું૦ ૧૨
જ્ઞાતિ અભિમાને કહી વિનયની વાણી,
વિનતિકે માનો શીખ હિતની જાણી;
પ્રખ્યાત થાવ કરિ સંપ જ્ઞાતિ મુજ શાણી,
કુળ વળી વિચારો મૂળ ફરે નવ પાણી;
લ્યો લાલાજી સુત જેઠમ વિનતિ સ્વિકારી—શું૦ ૧૩

## કેફ નિષેધક

### પદ.

"નાગર નટરે, મિલ જાઓ મનમોહનપ્યારે"—એ રાગ

---

૧ આ કુસંપથી=દેસાઇઓ અંદર અંદર લઢી મરવાથી વચ્ચે નવી સંદ્દા ભાગ લેઇ ગયા અને તેજ દેસાઇ થઇ પડયા. (સંપ ન હોવાથી મુખ્ય માણુસ રીસે ભરાય ત્યારે વતન મમેતે રીતે ખરાબ કરે.)

નાગર નરરે, દુર થાઓ બુરી કેફથી ભાઇ,
અહો ભાઇ, છોડિ સગાઇ, સાચવિ ઘરરે, દુર થાઓ૦—ટેક
છે કેફ નામમાં ખામી, વળગ્યાતો જાશે જામી;
મિઠી નજર ન કરશો સામી, ખોશો જરરે———દુર૦ ૧
છે વ્હેમજ[૧] જ્ઞાતિ પરને, તે મુકે આળ આ[૨] બરને;
નવ ઘટે કદી નાગરને, પિશો ન-ગરરે[૩]———દુર૦ ૨
ગાંજાની સુણિછે બૂમે, પી જુવાન વૃદ્ધો ઘુમે:
કરિ લઢાઇ અંદર રૂમે, આવે છરરે———દુર૦ ૩
નથિ ભાંગનિ કાંઇ નવાઇ, બહુ જનો પિયેછે સ્હાઇ;
નવ છોડે રાખે સ્હાઇ, શાનો ડરરે———દુર૦ ૪
હવે અફિણ રહ્યુંછે ખામે[૪], એ રહે વૃદ્ધને નામે;
છે હયાતિ સુધિ પણ કામે, કસુંબો કરરે———દુર૦ ૫
મારી કાઢયું મદિરાએ, બહુ કદર[૫] દારુની થાયે;
પર જનમાં આબરુ જાયે, ખોટિ અસરરે———દુર૦ ૬
[૬]વિદ્યાની આ કેળવણી, થઇ એક મેક ભાળવણી;

---

૧ નાગરોના ઉપર બીજી બધી જ્ઞાતિના લોકોને કેફને માટે વેહેમ આવેછે. ૨ ફાલને=વડને=હાલના જુવાનિયાને અથવા નવી થતી પ્રજાને. ૩ ઝેર (કેફ એ ઝેર રૂપછે માટે તેને પીશો નહીં એવો અર્થ થાયછે.)

૪ ઠેકાણે=વધે નહીં એવી રીતે. (અફીણ હવે વધી પડે એમ નથી કારણ તેને ખાનારા અને પીનારા માત્ર ઘરડા માણસોજછે અને તે વળી જીવતા સુધીજ માટે એનો ડર આગોનથી) ૫ બુજ=કીંમત (દારૂની બુજ ઘણીજ થાયછે એટલેકે તેના તરફજ હાલ મન છે)

૬ ભણવાથી શું આવુ જ્ઞાન આવતું હશે કે આતે વિદ્યા અને કેફ એ બન્નેને એક બીજા સાથે એમ કોલ કરાર થયા હશેકે આપણે સાથે સાથેજ રહેવું! (આ વાક્ય રચ-

આ દશા અગ્નિથી બમણી, ભાગિ કમરરે———દુર૦ ૭
થઇ પડી દવાતો દારૂ, ઉધડયુ લંડનનું બારૂં;
લાગ્યો આ પાછળ મારૂ[1], વાગ્યો શરરે———દુર૦ ૮
રે! ગઇ બુદ્ધિ બળ ભાગ્યું, લશ્કર આ પાછળ લાગ્યું;
આ વજ્ર હ્રદયમાં વાગ્યું, કિધા કચરરે———દુર૦ ૯
કઇં ભક્ત નામદે દેવી, દેવિની દશા આ કેવી
દે પ્રસાદિ ઇચ્છા જેવી, જીવ અધરરે———દુર૦ ૧૦
શું શીખ બાપ દે તનને, તન કહે પુછોને મનને;
નવ રહી શરમ કો જનને, સુખ [2]પાધરરે———દુર૦ ૧૧
આ થયો સુધારો પ્હેલો, મુડિ કિધો ગુરૂએ ચેલો;
વિદ્વાન ઠર્યો પણ ઘેલો, ખરેજ ખરરે———દુર૦ ૧૨
નથિ થતું જ્ઞાતિ અભિમાને, ઉચરાયન પવિત્રતાને;
લોકો નવદે કે'વાને, નીચિ [3]નજરરે———દુર૦ ૧૩
છે વગોણુંને બેહાલી, નથિ રે'તિ શરિરપર લાલી[4]
વળિ મગજ થાયછે ખાલી, મંદ જઠરરે———દુર૦ ૧૪
છેવટ તન જાય ખવાઇ, વિણ મોત જવાય ઝલાઇ;
કઇં ઘેર હાય પીટાઈ, અટકે ધરરે———દુર૦ ૧૫
ઘણિ વસ્તૂછે ખાવાની, ઘણિ મીઠાઇ નવિન મઝાની;

---

રચના માત્ર ડોળ ઘાલુ કેળવાયલા માટેછે.)

૧ મારો=મારી નાંખનારો (ઘણી વખતે "મારૂ" એમ પણ કહેવાયછે જેમકે' ફલાણાની પાછળતો આમારૂ થયોછે'. આ શબ્દ જાણીતાને નવાઇ જેવો નથી.)

૨ વેરાન=વસ્તી વિનાતું ('પાધર' આ શબ્દ ઘણા જન વાપરેછે, જેમકે: આનુતો પાધર થયુ=જડ મૂળથી ગયું. આ ઠેકાણે સુખ પાધર થયુ=સુખનું નામ રહ્યું નહીં એવો અર્થછે.) ૩ લોકોના બોલને લીધે આપણે નીચું જોવુ પડેછે એવી મતલબછે. ૪ લાલાશ

લ્હે લાગી થી મદિરાની, નહીં [1]કસરરે——————દુર૦ ૧૬
વખણાવા ઇચ્છો જ્ઞાતિ, એમાં ન ચલાવો છાતી;
અટકાવો આબરુ જાતી, છો [2]નાગરરે——————દુર૦ ૧૭
અટકાવ થાયતો સારૂં, આ કથન નગણો અકારૂં;
જેઠમ કે' હિતમાં મ્હારૂં, મન હાજરરે——————દુર૦ ૧૮

## પદ—૨.

"જંજાળી જીવડે ભક્તિની જુક્તિ નજાણી" એ રાગ.
સુધારા સાથી, આપે શી ચાલ સુધારી?
કેળવણી લજવી મારીરે, સુધારા સાથી૦——————ટેક૦
ચહો સુધારો સર્વ વાતનો, મૂળ વાત નહિં સારી;
ઍાય ચઢાવી ફરો ન્યાતમાં, મિઠાં વચન ઉચારીરે—સુ૦ ૧
વિચાર બહુ સુધરેલા કીધા, વિદ્યા તેમ વધારી;
ખપ્યા ખરા વિદ્વાન પંક્તિમાં,કરી કેફની યારીરે——સુ૦ ૨
બાદશાહિ ઘર આવિ બપોરે, સાંજે ચઢિયા સ્વારી;
પુસ્તકને પેટીમાં નાખ્યાં, ભણી ફેરવ્યું વારી[3]રે——સુ૦ ૩
હોય લગન ગાળો ત્યાં મિજલસ, આપ, મિત્રની [4]ન્યારી;
ખુશી પ્રસંગે ખરા બનોછો, વિદ્વતાની બલિહારીરે—સુ૦ ૪
જણાય નહિં મ્હોટોને ન્હાનો, જુવાન દુરાચારી;
સોળ વર્ષમાં સોબત ખોટી, નિવડેપછિ અવિચારીરે—સુ૦ ૫
પિતા મોકલે પગાર પુરો, ભણ્યે થવા યશ ભારી;

૧ પાછી પાની ન કાઢવી તેને ઠેકાણે વાપર્યોછે. ૨ ચતુર.
૩ પાણી (ભણીને વિદ્વતાપર પાણી ફેરવ્યું)
૪ જુદી (લગ્ન ગાળામાં અને બીજા ખુશીના પ્રસંગમાં સુધરેલામાં ખપનારા ડોળ ઘાલનારા મ્હોટા અને જુવાનિઆ પોતાની બેઠક વળી જુદીજ કરેછે.)

પુત્ર કરે ટેળીમાં ગંમત, ચીજ કેફીછે પ્યારીરે——સુ૦ ૬
સાદાને[1] સાનમાં ઉડાડે, જણાય નહિં વિકારી;
ભળીજાયતો ભાવ પુછાયે, આ ચતુરાઇ તમારીરે——સુ૦ ૭
ભણ્યા તોયકે' કોણ ભણેલા, ભલે થાવ અધિકારી;
ફરો ડોળ ઘાલીને તોપણ, નશકે કેફ ઉગારીરે——સુ૦ ૮
ખપનારા વિદ્વાન પંક્તિમાં, પણ જો રીત નઠારી;
સુધારજો મુજ નાગર બંધુ, કે' છે જેઠમ વારીરે[2]—સુ૦ ૯

## વેહેમ વિષે.

### પદ.

"શ્યામ રંગ સમીપે ન જાવું"——એ રાગ.

વ્હેમિઓથી વ્હેમ ના મુકાય દુખી થાય તોય
વ્હેમિ ઓથી વ્હેમ ના મુકાય—ટેક૦
વ્હેમિયોનુ ચિત્ત સદા વ્હેમથી ભરેલુ છે,
સ્હેજ વાત માંહિ ભુલ ખાય—દુ૦ ૧
નિશ્ચય ના ચિતમાંહિ સારૂ શું નઠારૂં શું,
ભાઇ ભોળિ ભામની ભમાય—દુ૦ ૨
નાગરો ચતુર તોય વ્હેમનું તિમીર છે,
વ્હેમિ પુરૂષ નારિયો ગણાય—દુ૦ ૩
કામ વ્હેમથી કરે ન લાભ તોય સાંપડે,[3]
ઓઠું જોઇને ઘણાં ગુંચાય—દુ૦ ૪
બાળક[4] જો માંદુ થાય ઓસડને કોણ દે,

---

૧ સાદા માણસને=જે સીધે રસ્તે ચાલનારછે તેવાને એક બીજા આંખના અણસારા કરીને માંહો માંહે હસેછે પણ જો તેમાં ભળી જાયતો તો કાંઇ હરકતજ નહીં.
૨ મના કરીને=ના કહીને.
૩ મળે. ૪ બાળક માંદુ થાયતો તેની મા ઓસડ

નજર કહે માશિશુ પિડાય—દુ૦ ૫
એમ રવી[1] પૂતળાં નિહાળિ નારિ બાળતાં,
કોઇ મૂકવા ઉતાર જાય——દુ૦ ૬
કોઇને સીમંત હોંસ શોચનાજ વીસથી,[2]
સમય ગયો ધારિને મુઝાય—દુ૦ ૭
ધાલિ[3] બેડી કોઇ દેવ દેવિને દીવો કરે,
કોઇ આખડીની સારૂ ધાય—દુ૦ ૮
બાળ[4] ડામ ખાય નીજ છોકરાં જીવાડવા,
કોઇ જતી જોગિ ગુણ ગાય—દુ૦ ૯
થાય સાસુ ભૂત માત કોઇની નથી થઇ,
આ જુઓ કુજેતિ કેવી થાય—દુ૦ ૧૦
ભૂત પ્રેતનો નડાવ મુક્ત થાય એ ચહી,
આધ સારૂ નર્મદાજી જાય—દુ૦ ૧૧
વાંક વીણ રાંક નાથ નારિથી[5] હણાય છે,

---

વેસડ ન કરે પણ નજર બાંધવા બેસે.

૧ રવિ વારકે મંગળ વારને દિવસે અડદના લોટનું પુતળું કરીને પોતાના છોકરાનો રોગ જવા માટે છાણામાં મુકીને બાળી દે છે.

૨ કોઇ સ્ત્રીને વીસ વર્ષની વય થઇ એટલે છોકરાં ન થયાં હોય તેનીજ ફીકર પેસે છે.

૩ એકનું જોઇ દેખા દેખી ઘણી સ્ત્રીઓએ જુજ કામને માટે હાથે બેડી=આંગળીઓ વચ્ચે રૂપાની વીંટી ઘાલવા માંડી છે.

૪ પોતાનું બાળક જીવાડવા માટે શેરીમાં રમતાં છોકરાંને ડામ દે છે.

૫ પુરૂષને વશ કરવા માટે સ્ત્રી વગર વિચાર્યું કામ કરી તેનો જીવ લે છે. (મોતથી બચે તો અજાણ્યું ઓસડ છાનું ખવાડવાથી તે જન્મ દુઃખી રહેછે=વખતે ગાંડો પણ થાયછે)

ચલણુ સારૂ વ્હેમમાં કુટાય—દુ૦ ૧૨
પુત્ર[1] ભણ્યો ગુજર્યાથી ખોટું કે' ભણાવવું,
કેમ નવે મંદીરે વસાય——દુ૦ ૧૩
રહે તુને ન રહેતુ કરે વાત રહેજ એ થઇ,
પત્ની મર્યે કંથ નારી [2]ખાય—દુ૦ ૧૪
પુત્રને જીવાડવા મગાય વસ્ત્ર પારકાં,
સીળીમાં ન ઓસડે પિવાય—દુ૦ ૧૫
પુત્રની સગાઇ પુત્ર સાસુ[3] પુત્ર જોઇને,
મંત્ર સાધના ખરી મનાય—દુ૦ ૧૬
જુઠી વાત હોય શુદ્ધ દીલથી ખરી ગણે,
ભોળવિયે તેમ ભોળવાય——દુ૦ ૧૭
કામનીનું કે'ણુ સદા કંથને કબુલ છે,
વ્હેમ પાળનાર ગાયુ ગાય—દુ૦ ૧૮
મુઠથી મરે ગણે ખરૂં પુરૂષ કામની,
ઢોરનું અલ્હેણું કહેવાય——દુ૦ ૧૯
મુર્ખને કરે કબુલ નારિ મેળવી અહો,
જોડિ ભલે ખોડીલી જણાય——દુ૦ ૨૦
કીર્તિ કામ સારૂ શકુનમાંજ વર્ષ વ્હે બહુ,
આશ જાયને પિટાય-હાય—દુ૦ ૨૧

---

૧ મ્હોટો દીકરો કે ભત્રીજો ભણ્યા પછી મરી ગયો હોય તો "ભણુતર રહેતુ નથી" એમ વિચારી પુત્રને અભણુ રાખે છે.

૨ એકવાર સ્ત્રી ગુજરે તો તે પુરૂષ સ્ત્રીનો હણનારો ગણાય છે.

૩ વિવાહ મેળવતા પેહેલાં કન્યાની મા છોકરાં વાળી છે કે નહીં એવો વિચાર પણ કેટલાંક વ્હેમાં કરે છે. (મતલબ એ કે વાંઝીઓ વેલો હોયતો છોકરાં ન થાય)

વ્હેમથી તર્યા ન વીર નાગરો ચતૂર તોય,
વ્હેમ રાખવાથી ન્યાય જાય—દુ૦ ૨૨
વ્હેમમાં કુટાય પુરૂષ[1] કે' મને કર્યું કંઇ,
ઓસડનો ગુણના જરાય—દુ૦ ૨૩
વ્હેમ જાત જાતના કુકર્મનોય વ્હેમ છે,
સત્ય તે અસત્યમાં તણાય—દુ૦ ૨૪
સુજ્ઞ તેજ સત્ય તત્વ જેહને જણાય છે,
વ્હેમિને શું દીજીએ ઉપાય—દુ૦ ૨૫
જ્ઞાતિને સુબોધ અરજ જેઠમની એટલી,
વ્હેમ તજો સુખમાં ફરાય—દુ૦ ૨૬

## *સાલ્લી સુખડી અથવા માંડવા ખર્ચ.

(સવૈયા એકત્રીશા.)

ચતુર નાગરી ન્યાત ગણાઇ, લગ્ન રીત જેની વખણાય;
રુઢી બધી શિવ વિવાહની છે, વિવેકથી સહુ ગીત ગવાય;
કન્યા વિક્રય કોઇ ન સમજે, નિજ ખરચે દે કન્યા દાન;
સ્વાદ પડયોસાલ્લી સુખડીમાં,મદદલિધેન ટકેઅભિમાન.§ ૧
લગ્ન કરે છે સર્વ ઉમંગે, વધી હાંસ ઓછું જોવાય;
નભે ન નર બળ નારી આગળ, હજારમાં શું ઓછું થાય;

૧ કેટલાક પુરૂષ પણ વ્હેમી હોય છે તે જાણે છે કે મને કોઇએ કામણ કર્યું છે તેથી ઓસડનો ગુણ જણાતો નથી.

* લગ્નમાં પલ્લા સાથે (પલ્લા વખતે) બસેં રૂપીઆ માંડવા ખરચ બદલ અને સવા સો ગોર દક્ષણાના એ રીતે સવા ત્રણુસેં કન્યાનો બાપ (ચરોતર બાર ગાંમમાંજ) ગણી લે છે તે જેને "સાલ્લી સુખડી" કહે છે. (ગોરના સવાસો લેઇને પછી ખુશી પ્રમાણે આપે છે.)

§ અમે નથી લેતા એવું બોલવાનું ન રહે. (થોડું તો

મદદ ગણી સાલ્લી [1]સુખડીની, ત્રેવડ વિણુ મચવે તોફાન;
સ્વાદ પડયોસાલ્લી સુખડીમાં,મદદલિયે ન ટકેઅભિમાન ૨
હતો સંપ બહુ સામા સામી, ઉગારતા ઉગરીને આપ;
શોભા દેતા ઢાંકી ચલવી, ન્હોતો આવો કંઇ સંતાપ;
જુજ વાત થઇ આજ ઉઘાડી એકમેકમાં ન રહી છાન;
સ્વાદ પડયો સાલ્લીસુખડીમાં,મદદલિયેન ટકે અભિમાન. ૩
પલ્લું પ્હેલાં [2]પાંચશતોનું, ગણિયે સહુ સરવાળે સાત;
વધી હતી નહીં બીજી બાબત, કનડે નહિં કન્યાની માત;
મ્હો જોણાનો માર હતો નહિ, પર શક્તિનું હતુ બહુ ભાન;
સ્વાદ પડયોસાલ્લી સુખડીમાં,મદદ લિયેન ટકેઅભિમાન. ૪
હાલત એવી હશે કોઇની ખરચ કિધાનું બળ નહિ હોય;
હશે મદદ માગી વર તરફે, થયું હશે બીજુ પણ કોય;
દ્રષ્ટાંતો એ ત્રણ મળવાથી, કીધું હશે સુખડીમાં ધ્યાન;
સ્વાદ પડયોસાલ્લીસુખડીમાં, મદદ લિયે નટકેઅભિમાન. ૫
ખરચ લીધાની વાત જ્યારે, એ ત્રણ જનની થઇ જાહેર;
હશે વિચાર્યુ સુજ્ઞ જનોએ, ચલવો એવું સહુને ઘેર;

---

થોડું પણ લેવાય છે ખરૂં કની?)

[1] છસેં સાતસેં ઘરના અને બાકીના સાલ્લી સુખડીના એ રીતે હજારેકને સુમારે ખરચવાનું બળ આવે છે (બે-દીકરીઓ એકજ લગ્ને પરણવાની હોય ત્યારે તો પુછવાની વાતજ શી)

[2] પ્હેલાં પાંચસે છસેંનું પલ્લુ હતુ ને લુગડાં લત્તાં સાથે બહુતો સાતસેં રૂપીઆ થતા તે વખતે પણ માંડવા ખરચ (મ્હોટા વતનદાર અને આબરૂદાર કહેવડાવીને) લેવુંતો અ-યોગ્ય હતું તોપણ બીજો બોજો ન હોવાથી આજના જેવી તે રકમ ભારે થઇ પડી નહોતી તેમજ તે વખતે આજના જેવી રીતભાત આપવા લેવામાં તાણાતાણ અને બોલા બો લી નહોતી તેથી આટલી લાગણી નહોતી.

પડે ૧ઉઘાડું નહિ એ ગોઠયું, જમાડવાને સઘળી જાન;
સ્વાદ પડયો સાલ્લી સુખડીમાં,મદદલિધે નટકેઅભિમાન. ૬
એક ખરચ લે ઓછું જોઈ, બીજે કરેલો તેમાં ભાવ;
લઇ વરનું વરને ખવડાવો, નહીં પાપને લઇશું લ્હાવ.
વિચાર એ આદી બહુ કરીને, ગાયું એકનું બીજે ગાન;
સ્વાદ પડયો સાલ્લી સુખડીમાં,મદદ લિધેનટકેઅભિમાન. ૭
*વૃદ્ધ વદે છે કારણ બીજું, જમણ માંડવો વરની ન્યાત;
બસેં ઠરાવી ખરચ બાંધિયું, રહી ગોરની જુદી વાત;
પરણ્યાનાતો રોક સવાસો, કરે વ્યવસ્થા ૨પણ યજમાન;
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદ લિધે ન ટકેઅભિમાન. ૮

---

૧ કહેવાતો કોઇ ગૃહસ્થ હોય પણ ખરચવાની શક્તિ ન હોય ત્યારે તેનું દીઠું ન પડે માટે અને ખરૂં તો બીજાઓને પણ રૂચતી વાત આવવાથી ન્હાના મ્હોટા બધાએ આ ધારો સર્વને માટે ઠરાવ્યો હશે. (સ્મશાનથી ઘેર નાહીને આવતી વખત બધાયે ભીને વસ્ત્રે આવવું એ ચાલ પણ આવા દીઠું ન પડવાના કારણથીજ હશે.)

* ઘરડા માણસો કહે છે કે માંડવાની ન્યાત વરવાળાના તરફથી થાય છે તેના ઉચક બસેં રૂપીઆ લેવા ઠરાવ્યા છે પરંતુ કન્યાદાન દેનાર કન્યા તરફના ગોરને પરણામણીના વરના બાપ પાસેથી (બીજા અબાબતો ગોરને લેવાના ઘણા છે છતાં) શા માટે અપાવવા તે કારણ બતાવી શકતા નથી.

૨ ગોરને આપવાના સવાસો જે લેવામાં આવે છે તેની વ્યવસ્થા યજમાન કરે છે એટલે કે તેમાંથી મોસાળના ગોરને અમુક આપવાનું કાપી લેછે તેમજ રસોઇ (ન્યાતની) કરનારની મજુરીના પણ કાપે છે. ('રસોઇ ના કાપવાનો ચાલ બણે ઠેકાણેથી શરૂ થયો છે) તો આવી રીતે પારકા પૈસા લેઇને મ્હોળા થવું એ કરતાં ખરચજ ઓછું કરવું વધારે સારૂં છે.

ગર્થ ખાર કે શોભા લેવી, કરે [1]વરોઠી જુદી રીત;
કોણુ નથી જમતું માંડવમાં, જમે માત પિતુ તે વિપરીત;
ગોર દક્ષણા લઇ ઘર ધરવી, કપાત કરી લેવો સામાન;
સ્વાદ પડ્યો સાલ્લીસુખડીમાં, મદદ લિધેનટકેઅભિમાન. ૯
ગરીબ સારૂ જો હોય મદદતો શા માટે લે પૈસાદાર?
લેવું આપવું સહુને સરખું, મટે રીતતો ઉતરે ભાર;
"લાડુ ત્હમારે" કરવું લઇને, થાય સવા ત્રણસેંનું સ્નાન;
સ્વાદ પડયોસાલ્લી સુખડીમાં,મદદ લિધેનટકે અભિમાન. ૧૦
એ સુખડીતો દુખે ઉદરમાં, બોજા રૂપ બધે બોલાય;
ન હોય શક્તિ ઓછું ખરચે તેથી નવ ખોટું કહેવાય;
ઘી ફેરવવા ન્હોય મદદ‡ ઠીક, મદદ ભલી વિદ્યાનું દાન;
સ્વાદપડયો સલ્લી સુખડીમાં, મદદલિધે નટકે અભિમાન ૧૧
પર જ્ઞાતિના જુઓ રીવાજો, કરાવરા શક્તિ સમ હોય;
રીત સાંભળો દક્ષિણિયોની[2], બેતર ખુડ્દા કરેન કોય;

---

૧ માંડવાની નાત વર તરફથી થાય છે એમ કહેવામાં આવેતો વરોઠી કેટલાક તણાઇને પણ શોભા લેવા કરે છે એ શું? અને એ ન્યાતો કન્યાનાં સગાં શા માટે જમેછે? (મ્હનેતો આ કન્યા વિક્રય જેવુંજ લાગે છે)

‡ આવા પૈસા લઇને તેમાં પોતાના બીજા ઉમેરીને "ઘી ત્હમારે" કરવું અને કરાવવામાંજ ન્હાઇ ધોઇને પરવારવું તે કરતાંતો આવા પૈસા વિદ્યા દાનમાં અપાયતો વધારે સારૂ (જે સાલ્લી સુખડીના પૈસા અથવા એવા બીજા ક-રના પૈસા લેવામાંકે આપવામાં આવેછે તેવા ભણવાના ભંડોળમાં આપતા હોય અને તેનું મ્હોટું ફંડ ઉભુ થાય તો એજ સુખનો રસ્તો)

૨ શક્તિ નહોયતો દક્ષણીઓ નોકરી ઉપર હોય તેજ ઠેકાણે ચાર સગાં વહાલાંને બોલાવી આનંદથી લગ્ન કરેછે ત્યારે શું તે લગ્ન શાસ્ત્ર પ્રમાણે ગણાતું નથી?

બ્રાહ્મણ કુમ કુમ કન્યા આપે, થાય નહીં ઓઠે હેરાન;
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન ૧૨
વસ્યાં હોય ખટ[1] ઘર નાગરનાં, હોય ગામમાં વળિ વ્હેવાઇ;
એ ત્રણ કન્યા સાથે પરણે, માત પિતાને હોય કમાઇ;
ખરચ થાય નહિ ઘરની કોડી, કન્યા વિક્રયકે કો' દાન?
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન. ૧૩
કેમ નભેછે રાજનગરમાં[2], કાસી મથુરાં સૂરત શ્હેર;
ભાવનગર જૂનાગઢમાં વળિ, પાટણમાં જઇ પૂછોપેર;
વર કન્યા શું નથી પરણતાં' નથિ ઉડતાં શું ત્યાં મિષ્ટાન્ન?
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન. ૧૪
મળે નહીંને મળ્યું જણાવો, લગ્ન દિવસ ભેગા નવ થાય;
પાદર કરિ પાધર કરિ દ્યોછો, શ્રીમંત ઓહું ક્યમ જોવાય;
સુખડીનો સરવાળો ગણિને, ભાઇ કરોછો શિદ પકવાન?
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન. ૧૫
રીત હોય કઇ રાજ[3]નગરસમ, સુખડીનો શાનો ખપ હોય;
ભય ભાગે રળનાર પુરૂષનો, રીત ન નીંદે સમજુ કોય;
ક્ષુદ્ર નજરથી લાગે અવળું, સમજુનેતો સુખ નિદાન;
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન ૧૬

---

૧ પાંચ સાત નાગરનાં ઘર હોયને ગામમાંજ બે કન્યાઓ એકજ પિતાની પરણવાની હોય ત્યારે સાલ્લી સુખડીથી તેનેતો મજાહજકની? ૨ ગરીબને મદદ મળે એમ કહેવામાં આવેતો શું રાજનગર વગેરે ઠેકાણે સાધારણ સ્થિતિના નાગર નહીં હોય? ત્યાં સાલ્લી સુખડી વિના કેમ નભેછે?

૩ અમદાવાદમાં એક દિવસેજ બે ચાર ઠેકાણે લગ્ન હોયછે એવું ચરોતર તરફ થતું હોયતો જમવા જમાડવામાં જે ઘણો ખરચ થાયછે તે ન થાય અને તેથી પછી સાલ્લી

શ્રીમંત હોય પિતા[1] કન્યાનો, વર વાળાની શક્તિ નલેશ;
કહો ન્યાય અન્યાય વિચારો, કયમ બોલો કન્યાનું બેશ;
લિધું નહીં રાજેશ્રી[2] કોણે, ગણ્યું બધાએ અમૃત પાન;
સ્વાદપડયો સલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન. ૧૭
સુખડી ખાવાની આસુખડી, ખરી સાલની જેમાં સાલ;
ઉડાવવાનું કરી આપવું, મતલબ જોતામાં નથિ માલ;
હેતૂ પરના નજર રહી કઇ, વિવેકમાં ન રખાયું ધ્યાન;
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન. ૧૮
વખત ફરે ત્યમ ફરે કાયદો, કલમ[3] નવી હરકતે ઘલાય;
રાજ્ય કામતો રોજ કરે પણ, નાગરથી રીત નવ જોવાય;
હોય સુખકે દુખ કર ધારો, કરી ગયા ઘરડાએ ભાન;
સ્વાદપડયો સાલ્લી સુખડીમાં, મદદલિધે નટકેઅભિમાન ૧૯
અસલી જન આ સુણીને હસશે, પુત્રિ પિતાને થાય અભાવ
બ્રાહ્મણ ભારે ભજન ભાખશે, બન્ને ઠરે સહુ એકજ નાવ;
હાલ મદદછે મોદી માટે, એમાંછે સહુને નુકશાન;
સ્વાદપડયો સાલ્લીસુખડીમાં. મદદલિધે નટકેઅભિમાન. ૨૦
§ઉછેરવામાં વળિ કપડાંમાં. ભણાવવામાં ધો છો દામ,

---

સુખડીનો શો ખપછે? ૧ સાલ્લી સુખડી વિના કન્યાનો ગરીબ પિતા શી રીતે ખરચે એમ કોઇનું કહેવુ થાયતો તેને સવાલ છેકે ત્યારે વરનો ગરીબ બાપ જ્યાંથી ત્યાંથી લાવીને પલ્લા જેટલુ ભેગુ કરતો હોય તેમાં સાલ્લી સુખડીનું કયાંથી લાવે? (શું વરના બાપને રસ્તેથી પૈસા જડેછે?)

૨ કન્યાનો બાપ ખરચી શકે એવો હોયછે તો પણ ગરીબ વરવાળા પાસેથી શામાટે પૈસા લેછે? (શક્તિતો બંને તરફનાની જોવી જોઇએ; તે જોતાં નલેતો ભલી રીતે નભે)

૩ કાયદામાં પણ કલમોની ફારફેરી સરકાર કરેછે ત્યારે આપણાથી તેમ શા માટે નથાય?

§ પોતાના બાળકોને ઉછેરવામાં, (થતું ખરચ વેઠીને)

મ્હાંમેર મ્હોસાળુ હાંસે, પિયર પ્રસવ થવાનો ઠામ;
ઝીઆણામાં ખુશી જનેતા, હાથ ફ્રાટ નહિં અડવા કાન;
સ્વાદ પડયોસાલ્લીસુખડીમાં,મદદ લિધેનટકે અભિમાન. ૨૧
બિજે પ્રસંગે ન મળે આશા, સુખડીની નવ રાખો આશ,
સ્થીતિ સુધારો કલમ ગ્રહીને, કાપો કુરૂઢી દુખ કર પાશ;
પર આશા છોડો જેહમ કે', છે ખાવા હજી ઘરમાં ધાન;
સ્વાદ પડ્યો સાલ્લીસુખડીમાં,મદદલિધેનટકે અભિમાન. ૨૨

## પલ્લાના પોગળ વિષે.

પદ.

"પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાય"——એ રાગ.

ક્યમ ના મદદ કરો પલ્લામાં?
ક્યમ બુરી નજર કરો પલ્લામાં?
ક્યમપરોઆ પહલ્લામાં,[1]ફરિજરનાખોગલ્લામાં[2]–ક્યમ. ટેક.
પરા પુર્વેથી બાંધ્યું પલ્લું, પછિથી પોષણ થાવા,
નફો પછી નુકશાન ગણેલું,દિધું સ્ત્રીને ધન ખાવા—ક્યમ. ૧
સદા રહે સૌભાગ્ય ખુશી સહુ, આભ્રણ પ્હેરે ભામા;
ભીંડ પડયે ખુડદા કરિ ધન લે,પરણાવે તન[3]શામા–ક્યમ. ૨
કંથ કમાણી ઉદર ભરે પણ. નડે ખરચ જો આવ્યું;

---

તેમને પ્હેરાવવા ઓઢાડવામાં, ભણાવવામાં અને પુત્રીને માટે વધારેમાં મ્હોંમેરાં મ્હોસાળાં કરવામાં તેમજ ઝીઆ-ણું કરવામાં અને તેનાં છોકરાં સુધીને માટે ખરચ ક-રવામાં વિના અડચણે નભે છે ત્યારે સાલ્લી સુખડી લીધા વિના શું નહિં ચાલે=એટલા રૂપૈઆ જે લેવા આપવા સ-રખા છે તેટલા નહિં લ્યોતો અટકી પડશે. ?

૧ હલ્લામાં=કામ કાજમાં. ૨ ગલ્લામાં=પૈસાભેગા કરવાની પેટીમાં અથવા અમુક કામમાં.

૩ તન=છોકરો. (ભીંડ હોય તો પોતાના પલ્લા વડે પણ

માલ બતાવે મહિલા[1]મનથી, કરે સંપીને કાજ્યું—ક્યમ. ૩
સાંધવારીમાં સાત સેંહનું, થતી વ્યવસ્થા સારી;
તાત ભ્રાતની મદદે વધતું, ન્હોતી બુદ્ધી વિકારી—ક્યમ. ૪
ખરચ નીતિનું સુખ હતું તેથી, અમી આંખમાં ઝાઝી;
હરકત વખતે હીંમત મળતી, સ્નેહિ સુખમાં રાજી—ક્યમ. ૫
માત[2] પુત્રિને મદદ આપતી, ભાઇ બંધુ પરણાવે;
બંધુ પુત્રને કાકો સુખદે, બ્હેન[3] બ્હેન ચિત લાવે—ક્યમ. ૬
ભીંડાય ભાણો દુખ મન લાવી, માત[4] બંધુ દુખ ટાળે;
સગપણનું અભિમાન ગયું એ,ભલું જો ન ચઢેગાળે-ક્યમ. ૭
હતો ટેક નક્યું આજ સુધી છે, સગપણ સાચું હૂટ્યું;
ભટકે ભત્રીજા ભાણેજો, ઘરમાં ખાવા ખૂટ્યું—ક્યમ. ૮
મતલબનું સગપણ બંધાયું, શરમ ન આંખ મિચાઇ[5]
ન કામની કામની કંથ[6]વિણુ,મણે ન ભગની ભાઇ-ક્યમ. ૯
પાઇ મળે નહીં પતી છતાં તો, પોષણનું શું કે'વું;
જેઠદિયર દુશ્મનથઇ બેસે, સાસુ દાસિ થઇ રે'વું-ક્યમ. ૧૦

---

પુત્રને પરણાવે. ૧ સ્ત્રી.

૨ પુત્રીની ભીંડ વખતે માતા બનતી મદદ આપતી અને એક ભાઇ પોતાની ખાનગી કમાઇમાંથી પણ બીજાને પરણાવતો.

૩ એક બ્હેન નિર્ધન હોય અને બીજી સારી હાલતમાં હોયતો પોતાની બ્હેનને મદદ કરતી હતી.

૪ માત બંધુ=માનો ભાઇ (મામો)

૫ આંખ મીંચાઇ=મરી ગયા પછી પાછળનાંની શરમ જરા પણ ન અડે.

૬ સાસરામાં જ્યાં સુધી પતિ હોય ત્યાં સુધીજ સાસુ વગેરે સગાં તેમજ પિયરમાં પણ જ્યાં સુધી માબાપ હયાત હોય ત્યાં સુધીજ દીકરીને સુખ.

માત તાત સુધિ સુખ દીકરીને, સસરો તાબે સ્ત્રીને[1]
પિતા ઘેર પલ્લું પરવાર્યું, વિધવા રહે રડીને—ક્યમ. ૧૧
સુણી અરજી સ્ત્રીની હરજીએ, થયું બારસેં પલ્લું;[2]
નથીવ્યવસ્થાપલ્લેપોગળ. સુખક્યમકરિરે'ચલ્લું;–ક્યમ. ૧૨
પિતા પુત્રીને બનતું[3] આપે, રીત ભાત બહુ જનની;[4]
પરખીલે પલ્લુંસહુમળીને, ફિકરયોગ્ય[5]એધનની–ક્યમ. ૧૩
અસલ માગતા અલંકારને, રીત રોકડી મૂકે;
આજનિયમ ના રહ્યોખુશીસમ. કરવાનું પણ ચૂકે–ક્યમ. ૧૪
ઘસી કાઢવું ગુણુને માટે. બાળ લગ્ન કરિ દે છે;
કડાં કંઠિ લાયક નથિ ધારી, રોકડ પલ્લું લેછે—ક્યમ. ૧૫
વધે વ્યાજને વય પણુ વધતાં, થાય હીમની માળા;
રુડી રીત તે રસાતળે[6] ગઇ, બેઠી રે'છે બાળા—ક્યમ. ૧૬
બાર[7] વરસની પરણે બાળા, બાપ બારસેં પરખે,
પિતાકરજમાંપલ્લુઆપી, ફીકરમટયાથી હરખે—ક્યમ. ૧૭
પાદરમાં પાધર કરિ બેસે, ગણે[8] મોદીનું નામું;
પલ્લામાંથી ઝટ પરખાવે, જુએન પુત્રી સામું—ક્ય૦ ૧૮

---

૧ વિધવા સ્ત્રીને માટે સસરાને વખતે મનમાં લાગે પણુ તે સ્ત્રીને વશ હોય=તેનું ચલણુ ન હોય એટલે શું કરે!
૨ ચલ્લુ=હંમેશાં.
૩ કન્યાદાનમાં શક્તિ પ્રમાણે ઘરેણું આપે.
૪ સગાં સબંધી તરફથી વર કન્યાને ચાંલ્લા તરીકે અપાય છે એ વગેરે. (પરભાર્યું મળે છે તે.)
૫ એ બધા પૈસાની સંભાળ રાખવી એ યોગ્ય છે.
૬ પાતાળમાં પેઠી=જતી રહી.
૭ ઘરેણું પ્હેરે એવડી મ્હોટી પુત્રી પરણે તોપણુ પોતાની ભીડને લીધે પિતા રોકડાજ રૂપીઆ લેછે. ( એમાં એક મતલબતો હાલ ચાલતું કામની કળે અને થોડુ ઘણું વ્યાજ પણુ દીકરીને મળે.) ૮ પલ્લાના રોકડા રૂપીઆ

ભીડ પડે ત્યાં ભાનન આવે, અક્ષમ મુકાય નપ્હેલા;
પડીરીતપછી વ્યાજ દીધાની, નમળેજરૂરે વ્હેલા—કયમ૦ ૧૯
વણીક વ્યાજથી જમે માંડવા, કસર[1] પિતાને વ્હાલી;
દીઠા કંઇ વ્હેપાર કરંતા, વ્હાલ બનાવ્યો ઠાલી—કયમ૦ ૨૦
પિતા પોતીકી પુંજી વધવા, પેટ ભરી નવ ખાયે;
પુત્રી પલ્લું ગણી પરાયું, વધવા નકરે સ્હાયે—કયમ૦ ૨૧
ઘટિ આવકને વધી ફુલાશો, અધર્મ એણે આવે;
પાપ બુદ્ધિ પલ્લામાં પેઠી, જેઠમ ગાઇ બતાવે—કયમ૦ ૨૨

## પલ્લાની અવ્યવસ્થાથી અરજી

પદ.

"નાથ કૈસેં ગજકો બંધ છોડાયો"——એ રાગ

અરજ એક નાગર નરને ઉચ્ચારી;
મુકો ચોકસ પલ્લું વિચારી————અરજ૦ ટેક૦
આવક ઓછી થઇ નીતિ નાઠી, કલમ સુખદ તે રિસાઇ;
ભારી થયેપગ[2]ઘેરરહ્યાથી,રળવાજતાંઆવીવાઈ—અરજ૦ ૧
વસ્તી વધી કીધો હરકત ખરચે, ઠામ મુકયા તેમ ભારી;

---

લીધા હોય તેમાંથી ભલી રીતે ઘી ગોળનું નામુ ચુકવે અને બાકીના પોતાના કરજમાં પણ આપે પછી પોતે જેમ જમે માંડયા હોય તેમ થોડુ ઘણું વ્યાજ બાંધી આપે.

૧ કસર=નફો (નાણાવટીને ત્યાં બાર આના વ્યાજ ભરે અને પલ્લાના ચાર આના આપે એ વચે આઠ આનાનો નફો રહેતે) તો પિતા પોતેજ લેછે. (એમ નહીંકે આઠ આના રહ્યા તેમાંથી અડધુતો આપે) ૨ ચાકરીમાંથી પરવારી બેઠા પછી અથવા ઘણા વખત સુધી ઘેર બેસી રહ્યાથી પછી કમાવા જવાને પગ ભારે થાયછે અને આવ્યું ખરચતો કાઢવું પડે ત્યારે સર્વત્ર ઘર અને ખેતર મુકવાની

તોયકરજકરઝાલે[1] કરોથી, બોલગજૂદા કહેનારી—અરજ૦ ૨
પરણાવવાં પડે પુત્રને પુત્રી, પલ્લે પતે લિધું ધારી;
ઉધરાવ્યા[2]વરોપુંજીપુત્રીનીઆડ્યે,થઇદુઃખીગાયબિચારી-અ૦ ૩
રામ* ગણ્યા ચાર રામ અપાવે. નહિતો બોલ્યા રામભાઇ;
પાળકઆગળ બાળકબગડશું, પુત્રીપિતાથી દબાઇ—અરજ૦ ૪
વ્હેવાઇ[3]થી નવ વાત વદાયજ, રૂઠી કરેછે મનાઇ;
પ્હોચે નહીં હકસ્રીપતિ કેરો, ભોર મુકેભલે ભાઇ—અરજ૦ ૫
ગણવો પડે ગુણ પાડ પિતાનો, તર[4] ખાય તાતતે તાજી;
પાછળનું પડયું પુત્રીઓ પામે, કેમ રહે પ્રભુ રાજી—અરજ૦ ૬
સધવા સ્રીને હજુ સુખની આશા, વિધવા રહે ઓશિયાળી;
પૂછેનહીં ધર્યુંકયાંમુજપલ્લુ, મનમાંશમેમનબાળી—અરજ૦ ૭
[5]વરકે વધૂ એક જીંદગી જાતાં, ચોખ્ખું રહે નહીં નામું;

---

નજર કરેછે. ૧ કરાવરા અને દક્ષણા વગેરે લાગતોને લીધે. ૨ બ્હેનના પલ્લાથી ઘણાએ ભાઇ પરણ્યાછે.

* રામ=દોકડા ( ચાર આના વ્યાજ તે પણ રામજી અપાવેતો અપાય નહીંતો જે બને તે ખરૂં ) ૩ વ્હેવાઇથી=પુત્રીનો સસરો સાસુ વગેરેથી તો વ્યાજ શું આપે છે અને રૂપીઆની શી વ્યવસ્થા કરી છે તે વહુને કે તેનાં માત પિતાને પુછાયજ નહીં ( દીકરી જીવે છે ત્યાં સુધી સાસરીઆંનો શો હક છે.) ૪ તર=સત્વ ' નફો વગેરે ) તો ધાલમેલ કરી રૂપીઆ ફેરવતા હોય કે કરજમાં સાંપતો હોય તે પિતાજ નફાનોતો ધણી.

૫ પતિ ન હોયતો તેના ઉદર પોષણની પલ્લાની રકમ ઠરી એટલે સ્રીના બાપે શી વ્યવસ્થા કરી તે પુછાયજ નહીં અને સ્રીનો કાળ થાયતો તેને પલ્લુ પાછુ સાંપવામાં પુત્રીના પિતાના પણ લોચા હોય ( નામું ઠામું ચોખ્ખું ન હોય ) એટલુંજ નહીં પણ ખરી રીતે ઉપજાવેલી વ્યાજ સાથે રકમ ગણીને ભાગ્યેજ સાંપે. ( મતલબકે સ્રી પુરૂષ માંથી એક મરણ પામે ત્યારે પલ્લાનુતો પોગળજ )

[1]પુત્રીપિતાકહેવ્યાજનઆવ્યું.સાચવવું'પડયું'સામું-અરજ. ૮
બાળકી બેઠે નહોય વ્યવસ્થા, પાછળ વાતજ શાની;
સાંભળીએભાઇબ્હેનનીબાબત, ચેત્યાવિના થાયહાની-અ. ૯
ડોળ કિધે દુખ આ નિપજ્યુછે, લઇને અપાય ન તેવું;
કાપ કસરને પ્રપંચ કરીને, આપવું તેમજ જોવું—અ. ૧૦
પ્હેલું સરસ પણ રસના રહે કઇ, વાપરવું નવ પલ્લું;
એઇ રીતતો રે'વું અલગએ, ચઢતી ચહો જન ચલ્લું-અ. ૧૧
નાણાવટી[2] પડે નરમ કદી કહી, નાણાવટી આપ થાઓ;
કરજટળ્યે બેંકબહુ પ્રિયલાગે, વણીકવરે કયમજાઓ-અ. ૧૨
સાચું છુપાવવું પાડ ચઢાવી, મતલબમાં જન મેલા;
ન્યુનઅધીકસ્થળઆબહુસુણિયું,જયાંનરકરજે ડુબેલા-અ. ૧૩
પંથ સુઝે નહીં આપદ આવ્યે, ગફલત કાંઇ ન કરવી;
જાંત તણો વ્યવહાર વિચારી, વ્યાજ રકમ ઠીકધરવી-અ. ૧૪
પરભાર્યા જન ન્યાલ કરીને પુત્રી તણું ધન ખાવું;
એજ અધર્મનથી કંઈ ઓછો.મેલ હોય [3]શીદ સ્હાવું-અ. ૧૫

---

૧ દીકરીનો બાપ એવે વખતે વ્યાજતો શાનું બતાવે પણ સાચવ્યાનોજ પાડ ચઢાવે તે જુદો. ૨ નાણાવટી ભાગે ત્યારે સમુળગા જાય તેથી ચાર આના ઘરનું વ્યાજ શું ખોટું એમ કહેવામાં આવે તેનો જવાબકે તમારે ઘર ખેતર મુકીને વધારે વ્યાજે લાવવા પડે તેથી તમે નફામાં થોડુ પુત્રીને આપો તેમાં એ શુ ખોટુ? તમે સેવીંગ બેંકમાં અને શાહુકારને ત્યાં વ્યાજે કેમ મુકોછો? (આથીતો હાથીના દાંત જેવુંજ જણાય

૩ જ્યારે પ્રથમથીજ તાણા તાણને લીધે પલ્લાના રૂપીઆ ઘરમાં લેવાનો ઇરાદો હોય ત્યારે અથવા પાછળથી કાંઇ ગફલત થવાનો સંભવ હોય ત્યારે તેવો કારભારજ શા માટે કરવો જોઇએ.

સંપ રહે નહીં સ્નેહ સબંધે. ડાહ્યા જનો [1]શીખ દેછે;
કોણ શ્રીમંત જમે ઘરમાંડે, એ પળપર ઘર રે'છે—અ. ૧૬
સાસરીયે ન અપાય પ્રથમથી. હોય ખરચ [2]મઝીયારૂ;
એ રીતમાંનથી વાદવિવાદે,ઉલટું ઉચરવું ન મ્હારૂં-અ. ૧૭
એક હસ્ત પિતુનો ભુલ ભાસે. એ થકી થાય ન બીજું;
અધીક ભલું નામ વર વધુ કેરૂ,મારફતે જન ત્રીજું—અ. ૧૮
અન્ય જ્ઞાતિનું ઓઠું જુઓ જન, પોગળ પલ્લે ન ભાઇ;
મદદ મળે ત્હેમના સુખ ઝાઝું.બિગડે નહીં એકપાઇ-અ. ૧૯
આપ ગરજ થકી આપવું લેવું, પરની પીડા કોણ જાણે;
મતલબમાં મન ગમતુ કરાયે,મોજ પ્રપંચી નમાણે—અ. ૨૦
બાળલગ્ન થકી રોકડ પલ્લું, મૂળ વિચાર વસેલો;
કીધું મતુ ગમી વાત સહૂને, અંતર અર્થ ઠસેલો—અ. ૨૧

---

૧ ડાહ્યા માણસો તો એમજ કહે છે કે દેવનો અને દીકરીનો પૈસો હાથમાં લેવોજ નહીં અને સ્નેહી સંબંધી સાથે એવો વ્યવહારજ ન રાખવો જેના સબંધમાં કહ્યું છે કે:...

ज्यांहिं अपनी प्रीत अरु बैठनको विश्राम;

तासुं कबु न कीजीये, लेन देन को ठाम. १

૨ સાસરે બધું ભેગું ચાલતું હોય તેથી આવતા કોઇ ખરચમાં આપી દેવાના કરને લીધે દીકરીના સસરાને પલ્લું ન સોંપાય એ વાત ઠીક છે ( દીયેર પરણે કે નણંદના લગ્નની ધામ ધુમમાં વરે અને પોતાના ખપ વખતે ન મળવાથી હરકત આવી પડે તેથી સ્ત્રી ધન એ મઝીયારામાં ન સોંપવાનો મત એકંદરે ખોટો નથી ) પણ એકલા પિતાનેજ કારભાર કરવા દેવો એ પણ આવા ઘાલ મેલના દાખલા જોતાં નીતિ વિરૂદ્ધ છે તેથી સારો રસ્તો તો એ છે કે વર કન્યાના નામથી રોકડા રૂપૈઆ હોયતો અમુક ઠેકાણે જમે મુકાય અને મારફત બન્ને વ્હેવાઇની રહેકે પછી કોઇ પણ વખતે પૈસાને હરકત પહોચે નહીં (બીજી ન્યાતોમાં આવુંજ છે).

[૪]ગરીબ પિતા ભલું લેવું ધરેણું, વ્હેમ જો અંતર આવે;
ઠામ છે ઠીક નગદ હોય ત્યારે,પણ પિતુને શ્રમ ફાવે–અ. ૨૨
સુધરી સ્થીતિ હોય પુત્રી પિતાની, ગણિ ગણી રોકડ વાળે;
સાંથ રુડી સારૂસુધી નભેજયાં,થાય મુડી અલ્પ કાળે- અ. ૨૩
ચીંતા ધરી નીજ બાળકી માટે, શ્રમ જો કરે સહૂ થાય;
સુખદુખ કારણ માતપિતાછે, ન નભેબીજાનો ઉપાય–અ. ૨૪
સુજ્ઞ વિચાર કરો સહુ મળીને, ચોકસ ચાલ ઠરાવો;
પલ્લુ વધે કારભાર[૧] ન ચાલે, એવી વ્યવસ્થા કરાવો–અ. ૨૫
ગુચવણી થકી ગાંડુ કરે જન, સાંભળી રીત નિહાળી;
બોલકહ્યા સુખ સારૂ સહૂના.ઉભરા શકાયા ન ખાળી–અ. ૨૬
કયાંથી[૨] વતન હોય સર્વને સરખું, વિધવા દુખી હોય તોયે;
પોષણ થાયશું કો' નવિસંદે, સુખજોપુંજી કંઇહોયે–અ. ૨૭
સૂતાં ઉઠી સહૂ સારૂં ચહે પણ, ધાર્યું ધણીનું થવાનું;
દુખનેસમે કાંઇહોય દિલાસો,દિવસો ધટે [૩]સુખશાનું–અ. ૨૮
સ્ત્રી સુખ સારૂ વધૂ જીભ કીધી, કથન કથ્યું લાભ કારી;

---

૪ કન્યાનાં માબાપ કરજદાર હોયતો ધરેણું આપવું સારૂ છે અને રોકડા આપવા પડે એવુંજ હોયતો ખેતર લેવામાં લાભ છે પણ પુત્રીનો દૈવયોગે કાળ થાય ત્યારેતો પિતા પૈસાદાર હોય તોજ ખેતર રાખીને પલ્લું પાછુ આપી શકે.

૧ કારભાર=ચાલમેલ ( સ્વાર્થની ખટપટ )

૨ બધા નાગરોને સરખું વતન કયાંથી હોય અથવા બધાએ વતનદાર કયાંથી હોય કે અઢળક આવકને લીધે વિધવા સુખે દહાડા કાઢે ને તેમ હોય છે તોપણ વિધવાને કોણ સુખ દે છે? (ક્યાં પુરૂં ખરચ આપેછે જ્યારે આવી રીતે વતનદારથીજ સુખ મળતુ નથી ત્યારે નવીસંદાનો તો શો ભરૂંસો? અને તેથીજ પ્રથમથી પલ્લાની ચોકસાઇ કરવી કે વિધવા બીચારી અથડાય નહીં.

૩ સુખતો શું છે પણ દિવસ કાઢે

બુદ્ધિપ્રમાણે બકયું ગણોબોલ્યું, રીઝો ખીજો નસ્નારી—અ. ૨૯
ગાયું ન ગાય ન દ્વેષ ધરી કંઇ, ઉર્મી મળે ન લિકારી;
દોષ તથાપિ જણાયકે' જેઠમ, ભાવથી લેશો સુધારી—અ. ૩૦

## દેશાટન વિષે.

### લાવણી.

"સત સંગ સબનકો સાર સુનો ગુનિ જંન"—એ રાગ૦
દેશાટન ચઢતી ચિન્હ સત્ય એ વાણિ, સત્ય એ વાણી;
ઠરિ રહો ન એકજ ઠામ, લાભને જાણીજી————ટેક૦

દેશાટન નાગર ધર્મ અપાવે જ્ઞાન,
દેશાટનથી મેળવ્યું મળે છે માન;
દેશાટનથીજ પમાય ખાનને પાન,
દેશાટન કરવા રાખો નાગર ધ્યાન,

દેશાટન ફળ સુખકારી, સુખકારી;
અહો વીર દેશાટન રાખો જ્યારી, સહુ જ્યારી;
દેશાટન રાખે યશે નામ એ ધાણી————ઠરિ૦ ૧

દેશાટનની કંઇ નાગરને ન નવાઇ,
કીર્તિ કવિ મુખે દેશાટને ગવાઇ;
શુભ અમલ સાંપડયા, આવ્યાં લક્ષ્મિ[1]બાઇ,
પરદેશ વસીને રહ્યા કલમને સ્હાઇ,[2]

કરી સુબાગીરી, સરદારી, સરદારી;
સુણો સર્વ છડીદારે' નેકી પોકારી, પોકારી;
કંઇ થયા દીવાનો મુનસી બુદ્ધિ શાણી————ઠરિ૦ ૨

દેશાટનથી વશ કર્યા પ્રજાને રાજા.

---

૧ પૈસો. ૨ સ્હાઇ=શાહી (વળગી રહ્યા).

મળિ હીંમત[1] તેણે દેશ અપાવ્યા ઝાઝા;
કરી કદર પાદશાહે કરી દીધા તાજા,
રહી વતન જમીન સાંપડયે જ્ઞાતિમાં માઝા;
જે વતન આપણી પાસે, છે પાસે;
સુખે ખાઓ એ દેશાટન ફળ ભાસે, ફળ ભાસે;
જે ફરે તે ચરે ફળી વડીલને કા'ણી[2]——હરિ૦ ૩
દેશાટનનો નથિ લાભ જ્ઞાતિ આ લેતી,
સહુ નાગર કાયર બન્યા ન ચાલ્યા ચેતી;
ના નિકળ્યા ઘરથી બ્હાર લુટાવી ફજેતી,[3]
દેશાટન વિણુ કરિ ઘેર ન સૂઝે ખેતી;
હરિ રચ્યે ન ખેતી ભાઇ, નહિ ભાઇ;
મળે ચીજ વાવવા નવિન ફળદાઈ, ફળદાઇ;
દેશાટન સહુમાં શ્રેષ્ટ જુઓને નાણી——હરિ૦ ૪
દેશાટનથી આ હાલ સઘ સુધરશે,
નથિ ફિકર પછી જો કરા વરામાં વરશે;

---

૧ હામ (દેશાટનથી હીંમત મળી=પરદેશ ફરવામાં પડતી હરકતોથી-હૃદય કઠણ થયું તેમજ પરદેશના રિવાજો જોવાથી ચાલાકી આવવાથી તેવાં કામ માથે લેવાની સુઝ પડી અને તેથી એકંદરે રાજકાજમાં ભાગ લેઇ આગેવાનીથી દેશની આબાદી કરી તેમજ પર મુલક તાબે કરી રાજાને સાંપાને માન મેળવ્યું અને સુખી થયા.)

૨ કહેવત. ("ફરે તે ચરે અને બાંધ્યું ભૂખે મરે" એ જે કહેવત ચાલે છે તે).

૩ લાજ લેવડાવી (નાગરો દેશાટન કરીને વતન સંપાદન કરતા તેમજ યશ મેળવતા એ બધું હાલના થનારાએ બાજુ પર રાખ્યું તેથી હમેશનો જામેલો યશ ખોવાથી બીજા લોકો પાસે ફજેતી કરાવી=તેમનો સમય બીજાને ફળ્યો તેથી મ્હોટાઇ છીનવી લેનારાએ લાજ લીધી.

પછિ બાર ચૌદ પંદરમાં નહિં કો પરશે,
નહીં રહે અલ્પ મતિ નડાવ શાનો કરશે?
પછિ મળશે ગુણ બહુ સારા, બહુ સારા;
સ્નેહ, ધૈર્ય, હિંમત શૂર સુખ કરનારા, કરનારા;
વળિ મળે દામને ઠામ હોયજો પાણી[1]————ઠરિ૦ ૫
પેસોછો ઘર કૂકડી[2] થઇને ઘરમાં,
વેઠો છો ખેંચા તાણુ ન પૈસો કરમાં;[3]
બહુ ગમે લેવિ મ્હોટાઇ તોય નાગરમાં,
નીજ વતન વેચિને પુત્ર ગણાવો વરમાં;
કંઇ આપ કમાઇ ન કીધી, નવ કીધી;
પુરા કર્યાં દિવસો ને પુર્વજ રિદ્ધિ, સહુ રિદ્ધિ:
નીજ પુરુષાતનથી મોજ કદી નવ માણી————ઠરિ૦ ૬
કો' વતન મેળવે કોણુ કોણુ મેળવશે?
બળ કયાં છે પુર્વજ[4] ભેગું કંઇ ભેળવશે;
નહિં મુકી[5] ખાયતો ભલું, વતન કેળવશે;
સુઝતુ નથી દરની[6] માટી દરમાં મળશે,

---

૧ પાણી=મરદાઇ. (આ માણુસનામાં તો પાણી નથી એમ કહેવાય છે તે ઉપરથી) ૨ ઘર કુકડી=ઘરમાંપેસી રહેવું તે (જેમ જળકુકડી જળમાં રહે છે તેમ)

૩ કરમાં=હાથમાં (હાથમાં પૈસો ન હોયને ખરચતો કરવું પડે તેથી દુઃખતો વેઠો છો) ૪ પુર્વજની પેદાશ ભેગું ભેળવવાનું બળ પણ કયાં છે અથવા બીજો અર્થ એ છે કે બહુ થશેતો પુર્વજ ભેગું કાંઇક ભેળવશે પણ બીજું બળ=નવું પેદા કરવાનું બળ કયાં. ૫ આજના વખતમાં તો વતન મુકી નહીં ખાય અને તેને કેળવશે તોજ ભલું છે.

૬ "દરની માટી દરમાં મળશે" એ કહેવત પ્રમાણે થશે એટલે કે થોડું જે કાંઇ પોતાની પાસે હશે તેમાંજ રમત રમ્યા કરશે. (દાખલા તરીકે વીંટી ભગાવીને કડુ મઢાવે ને

કંઇ[1] છે ત્યાં લગી નહિં સુઝે, નહિં સુઝે;
દળદરનો સંતાપ કદી નહિં બૂઝે, નહિં બૂઝે;
ચેતાય પ્રથમથી જાય ન કાંઇ કમાણી——હરિ૦ ૭

દેશાટન કીધું નહીં, નહીં તે નાગર,
ના ખુબી જગતની જોઇ, માત્ર સેવ્યું ઘર,
બુદ્ધિ ના ખીલી તો શાના મતિ સાગર,
નર શ્રીમંત છે તો ભલે, જાણિ ભરિ ગાગર;
નર તેજ થયું અહીં નામ, કામ ધુળ ધાણી——હરિ૦ ૮

લંકાને લીધી દેશાટનથી રામે,
તુર્કિયો બન્યા નૃપ દેશાટનની હામે,
ધન મળ્યું શિકંદરને દેશાટન હામે,
નવિ દુનિયાં નિકળી કોલંબસને નામે,
ભૂપતિ બન્યા ઇંગ્રેજો, ઇંગ્રેજો,
જ્ઞાતિ ભાઇ આ દ્દષ્ટાંતો મન લેજો, મન લેજો;
સુખ સાધન આ છે ગુણ ન શકાય વખાણી——હરિ૦ ૯

અનુભવ લેવાને નાગર વિદેશ ચાલો,
ના વખત ગાળશો બૈરાં સામો ઠાલો,
કયમ કરી રહ્યા છો ઘરનો ખૂણો વ્હાલો?
ઘર છોડિ કીર્તિ જર સારું ચિત્ત કંઇ ઘાલો;
વડનગરા જ્ઞાતિ દિપાવો, દિપાવો;
કહે દીન જેઠમ લ્યો કીર્તિ લ્હાવો એ લ્હાવો;
બેઠે ખાધાથી મિલકત બધી વેચાણી——હરિ૦ ૧૦

---

કડાની ચીપ ગળાવીને વળી કંઠી ગાંઠવાના તાર ખેંચાવે પણ નવું લાવવાની શક્તિ ન હોય. )

૧ " આધી રોટી ખાયગે ઓર બકરીયાં ચરાયગે " એવું છે=જરા આધાર છે ત્યાં સુધી પરદેશ જવાનું સુઝશે નહીં.

# રૂઢિ સુધારવાની શિક્ષા.

## પદ.

### રાગ—વિવેક વણઝારાનો.

સ્મરણ કરી ઇષ્ટ દેવનું, વીર નાગરરે;
નમિને કહું એ હિત બોલ, તરો દુઃખ સાગરરે.
દ્વેષ કરો સુણિને રખે વિર નાગરરે;
ભલી ભુંડી તણો કરી તોલ, તરો દુઃખ સાગરરે. ૧
ઇચ્છા થઇ હાટકેશની. વિર નાગરરે;
પ્રેરણા થઇ શક્તિની આજ, તરો દુઃખ સાગરરે.
દીધી મતિ ગ્રંથ ગુંથવા, વિર નાગરરે;
રે'વા નાગર કુળની લાજ, તરો દુઃખ સાગરરે. ૨
બાંધી પદો શિખ મેં દીધી, વિર નાગરરે;
રીત દીધી બતાવી સ્હેલ, તરો દુઃખ સાગરરે.
આ વધૂ વિનંતી છે ફરી, વિર નાગરરે;
કરો કોઇ હવે નર પ્હેલ, તરો દુઃખ સાગરરે. ૩
રૂઢિ બતાવું સુધારવા. વિર નાગરરે;
એકવાર મળો સહુ ન્યાત, તરો દુઃખ સાગરરે.
બાંધો નિબંધ વિચારીને. વિર નાગરરે;
થાઓ જેથી વિશેષ પ્રખ્યાત, તરો દુઃખ સાગરરે ૪
પ્હેલું જુઓની વિવાહમાં, વિર નાગરરે;
વડી કન્યા શું ન કરો વિવાહ, તરો દુઃખ સાગરરે.
ફેર ઉત્તમ દશ વર્ષનો, વિર નાગરરે;
વર સોધો ગુણી ઠીક રાહ, તરો દુઃખ સાગરરે. ૫
વરથી[૧] મળે ઘર વર જુઓ. વિર નાગરરે;

---

૧ વર હશે તો ઘર થશે=ઘર બંધાશે અથવા વરમાં

મૂઢ ખોશે વતન[1] વિણ જ્ઞાન, તરો દુઃખ સાગરરે.
મ્હોશો નહીં જોઇ માળને, વિર નાગરરે;
કુળ ઉપર રાખો ન ધ્યાન. તરો દુઃખ સાગરરે. ૬
મેળ નથી રહ્યો હાલમાં, વિર નાગરરે,
કરે કુલિન ધનનો ઉચાટ,[2] તરો દુઃખ સાગરરે.
સમજુ[3] ઘૂમે છે ઘેલાઇથી, વિર નાગરરે;
કરે વિવાહનો રઘવાટ, તરો દુઃખ સાગરરે. ૭
રે'શે જતાં વરને ઘરે, વિર નાગરરે;
એવું ધારી દીપે ઝંપ લાય. તરો દુઃખ સાગરરે.
પાછળ પસ્તાવું* પડે. વિર નાગરરે;
ફોક હાથે વિવાહને થાય, તરો દુઃખ સાગરરે. ૮
સમજી કીધામાંજ સૂખછે, વિર નાગરરે;

---

થી ઘર પેદા થશે એવું લોકો જે કહે છે અથવા કહેવત છે તે. ( પાંચ, અને દશ એટલો ફેરતો જોવોજ અને તોજ વરથી ઘર થાય )

૧ અણુસમજુ સ્ત્રી પુરૂષો એમ ધારે છે કે મુઠી બાજરી હશે એટલે કે વતન હશે તો ઘેર બેઠે ખાશે અને વખતે સમજણ ઓછી હશે તો પણ ઠીકજ છે; આ બોલવું ભુલ ભરેલું છે કારણ નોકરી ન કરનાર વતનદારને પણ કેળવણીની ઘણી જરૂર છે. ૨ કુલિન કહેવાતા માણશો પૈસા વિના હમેંશાં ફિકરમાં રહે છે. ૩ સારૂ ઘર અને વર જતું રહેશે=તેને બીજો કોઈ કન્યા દેશે એ વિચારે સમજુ માણસો પણ દુખનો વિચાર ન કરતાં પતંગ દીવે ઝંપલાય તેમ ઝંપલાય છે.

* વિવાહ કોઇ કારણથી ફોક થાય અગર ચાલ પ્રમાણે ફેર બદલી થાય અને તેમાં અડચણ આવી પડેતો વિવાહ નક્કી થયા પછી વિમાસવુ પડે માટે સારો રસ્તોતો એજ છેકે વર કન્યા મ્હોટી વયનાં થયા પછી પાંચકે દશ વર્ષનો

ફેર બદલિ કે થાય નફાક, તરે દુઃખ સાગરરે.
ઘર ભલું જોઇ મરી પડે, વિર નાગરરે:
મ્હોટી કન્યા કબૂલેછે લોક, તરે દુઃખ સાગરરે ૯
[1]મેલ પ્રથમ થકી ચિત્તમાં, વિર નાગરરે;
આગે ન્હાનીં વડી બદલાય, તરે દુઃખ સાગરરે
ભા[2]જ્યું શું શાકને ભાજીઆ, વિર નાગરરે!
આથીં આપણી હાંસી થાય, તરે દુઃખ સાગરરે. ૧૦
પ્હેરી ઓઢી સુખ માણુવા, વિર નાગરરે;
પડી કેવી મ્હો[3]જાણાની રીત તરે દુઃખ સાગરરે.
કહી કહીને કનડી લાયે. વિર નાગરરે,
નથિ રે'તી વ્હેવાઇ શું પ્રીત, તરે દુઃખ સાગરરે. ૧૧
હોળી દીવાળીનાં ઓઢણાં. વિર નાગરરે;

---

ફેર રાખી વિવાહ કરવો. ૧ અસલી વિચારનાં વિવાહ મેળવનાર સામ સામી સ્ત્રી પુરૂષોના મનમાં પ્રથમથીજ ભાગેલો વિચાર હોયછે એવી રીતેકે કન્યા અગર વર ન્હાનું મ્હોટું લાગશે તો ફેર બદલી કરીશું પણ હાલ ઠેકાણું જવા દેવું નહીં. ( આથી વખતે એક બીજાને ફાવતું ન આવવાથી મન ઉંચાં થઇ જાયછે એટલુંજ નહીં પણ બોલવાનો વ્યવહાર પણ બંધથાયછે તો આવું ન કરતાં પ્રથમથીજ સમજાયતો કેવું સારૂ ? ) ૨ શાક ભાજી જેવી ચીજ હોયતો તેનો વખતે બદલો થાય.

૩ પોતાની પુત્રીને ઘરેણાં લુગડાં પ્હેરાવવા માટેજ મ્હોજાણાની રીત પાડેલીછે જે ઘણીજ ધીક્કારવા લાયક વધી ગઇછે અને તે એટલે સુધીકે ગરજુ માણસોને વર કન્યા પરણતા સુધી જે કહેતે પુરૂ પાડવુ પડેછે. ( ગોયરોમાં ફળાહાર અને રોકડા રૂપૈઆ તેમજ હોળી, દીવાળી અને એ વગેરે ટાણા સર કપડાં અને ભારે દાગીના શક્તિ હોયકે ન હોય તો પણ કન્યા વાળાંના કહેવા પ્રમાણે કરવાં પડેછે અને વળી હાંસનુંતો જુદુ )

ફૂળા હાર વધારી બળેવ, તરો દુઃખ સાગરરે.
હાંસનું હેમ જુદું રહ્યું, વિર નાગરરે;
પાડી હાથેજ ગરજૂએ ટેવ, તરો દુઃખ સાગરરે. ૧૨
લગ્ન સમે મેળ[1] શો રહે, વિર નાગરરે;
મૂકી ખેતર પલ્લુ અપાય, તરો દુઃખ સાગરરે.
લેનાર[2] લે તેમ આપવું, વિર નાગરરે;
હાથ જોડીને લાગવું પાય, તરો દુઃખ સાગરરે. ૧૩
તોરણુ આવ્યો પાછો ફરે, વિર નાગરરે;
રહે લગ્ન સુધી મન બ્હીક, તરો દુઃખ સાગરરે.
[3]પલ્લુ પરખશે પ્રેમદા, વિર નાગરરે;
યશ આપે નકે' કદી ઠીક, તરો દુઃખ સાગરરે. ૧૪
તોળવા [4]ત્રાજવે બારસે, વિર નાગરરે;

---

૧ વિવાહ મળ્યા પછી જે કપડાં કે દાગીના આપવામાં આવેછે તેનો હિસાબ લગ્ન વખતે મળતો નથી કેમકે પરચુરણ પૈસા અને કપડાંતો દેખવામાંજ આવવાનાં નહીં અને ભારે ઘરેણું હોય તે ભાગતાં ખોવાતાં સારે ભાગ્યે જો રહ્યું હોય તો પાછું મળે કે જે મજરે ગણાય પણ તેવું તો વરનો પિતા નસીબદાર હોય ત્યારેજ બને.

૨ "લેનાર લે તેમ આપવું" એટલે એમ કહેવાનું નથી કે ખાવાને માટે લે તેમ આપવું; પણ પલ્લું રીવાજ કરતાં પણ વખતે થોડુ ઘણું વધારે આપવું પડેછે.

૩ પલ્લું પરખવાને માટે સ્ત્રીઓ પાસે બેસેછે તેથી ઘણી વાર તકરાર થાયછે માટે કહેવાનુ એમ છેકે એ વખતે પુરૂષોએ સમજી લેવુ જોઇએ.

૪ અમદાવાદ અને સુરતનો રીવાજ તેમાં વિશેષે કરીને અમદાવાદનો રિવાજ એક સરખો અને બંધન કારક નથી તેથી ઉતરતો સુરતનોછે પણ સુરતમાં ગામનાને માટે રીત ઠીક છેઅને પરગામીને ખરચ વધારે થાયછે તોપણ અરોતરમાં જે બંધનોછે અને જેથી નાગરો દુખી થાય છે

ધન કામનીતું કહેવાય, તરો દુઃખ સાગરરે.
[1]ગોરને આપવા સો સવા, વિર નાગરરે
જૂદી દક્ષણા બીજી અપાય, તરો દુઃખ સાગરરે ૧૫
આપવા [2]સૂખડીના બસેં, વિર નાગરરે;
ખર્ચ માટે લે પુત્રી પિતાજ, તરો દુઃખ સાગરરે;
વિક્રય વ્હાલી બ્હેનએ, વિર નાગરરે
ચ્યાર પુત્રીયે ભારે ન કાજ, તરો દુઃખ સાગરરે. ૧૬

---

તે ત્યાં નથી યાતો ઓછો છે.

૧ ચરોતર એટલે પેટલાદ, મહુધા અને એ પાસેના નાગરોની વસ્તી વાળાં ગામોમાં ગોરને વરવાળા પાસેથી સવાસો રૂપૈઆ લેઇને આપેછે અને એ વિના બીજા પણ પચીસ ત્રીસ રૂપીઆ મળેછે જે આપવાના મૂળનો હેતુ પાર પડતો નથી (આ બંધન અમદાવાદ વગેરે ઠેકાણે નથી અને આપવાની રીત સહ સાજે તો તે પ્રમાણે ગોર પાસે કામ લેછે. ૨ સાલ્લાં સુખડીના સવા ત્રણસેં રૂપીઆ કન્યાનો બાપ લેછે તેમાં ગોર દક્ષણાના સવાસો રૂપીઆ જતાં બાકીના બસેં રૂપીઆ રહ્યા તે પોતાના ખર્ચમાં વપરાયછે અને ગોરના સવાસોમાંથી પણ કેટલા એક દક્ષણા અને બીજા અબાબના રૂપૈઆ મજરે લેવામાં આવેછે પણ ટુંકામાકે ગોરને એટલી મ્હોટી રકમ આપવાનો હેતુ એજકે યજમાનને લગ્ન સબંધી કામ કાજ થઇ રહેતાં સુધી કાંઇ પણ જાણવું પડે નહીં અને રસોઇનું તથા પીરસવાનું અને બીજું ફીકર મટવા જેવું કામ કાજ પોતાના ઉપરી પણાથી ગોરજ ચલાવીલે; પરંતુ આજેતો સાપ ગયાને લિસોટા રહ્યા જેવુંછે તેથી તેમાં સુધારો થવાની જરૂરછે તેમજ ઉપર કહ્યા તે સાલ્લી સુખડીના બસેં રૂપીઆ પણ લેવાના બંધ થઇ જાયતો વધારે સારૂછે કારણ અમેતો થોડી રકમ ગણો તો પણ એ એક જાતનો કન્યા વિક્રયછે. એ બસેં રૂપીઆ ન લેવાયતો તેથી કાંઇ ભાગી પડે નહીં અને સાધારણ સ્થીતિનો માણસ હોયતો પોતાની શ-

મુઠી[1] ભરાવવી છે રહી. વિર નાગરરે;
મુઠી છોડીને છે થઇ પોશ. તરો દુઃખ સાગરરે.
તે સમે બોલવું બંધ છે, વિર નાગરરે;
મુખ મલકે રહે નહીં હોશ. તરો દુઃખ સાગરરે. ૧૭
સોપારીનું[2] અધૂરૂં રહ્યું. વિર નાગરરે;
સામી ચોરીનું કાઢ્યુ કરજ. તરો દુઃખ સાગરરે.
દાપાં બીજાં દુઃખ દે ઘણું. વિર નાગરરે;
જેમ હોય દીધાની ફરજ તરો દુઃખ સાગરરે. ૧૮
ધીમે વધેલું મ્હોસાળું છે, વિર નાગરરે;
પડે વ્હેંચવી તેમાં રીત. તરો દુઃખ સાગરરે.

---

ક્તિ પ્રમાણે ખર્ચ કરવું એ સારી વાતછે અને તે બસેં રૂપીઆ લેવા એ કરતાં વધારે ઠીકછે. એક ન્હાના ગામમાં જ્યાં નાગરનાં દસ બાર ઘર હોય અને ત્રણ કન્યા એકજ પિતા એકજ વખતે પરણાવતો હોય તો એક હજાર રૂપીઆ સાલ્લી સુખડીના આવે જેથી ખરચ જતાં સો બસેં પડયા પણ રહે ત્યારે એક જાતનો વ્યાપાર કહેવાય માટે એ રીવાજ બધાને નફા નુકશાનનો સરખોજછે તે કાઢી નાખવો જોઇએ કે આપવા લેવાની હરકત મટે મ્હોંમેરૂ અને મોસાળુ તથા હમેશનાં દીકરીને લુગડાં લત્તાં આપવાનું અને ઝીઆયણુ વગેરે રીત ભાતો કરવાનું મળેછે ત્યારે આ રૂપીઆ લેવા ન ઠરાવ્યા હોયતો શું ન મળે? એટલું ખરચ ઓછું કરવું અથવા વધારે મેહેનતથી પૈસા પેદા કરવા પણ જેમાં અન્યાય વસતો હોય તે રીત મુકી દેવી એવો મ્હારો મતછે.

૧ પરણી રહ્યા પછી જાનીવાસે જઇને કન્યાને એક કોથળીમાં રૂપીઆ ભરી મૂઠી ભરાવેછે જેની હવે પોશ પણ ભરેછે. ૨ ન્યાતમાં સોપારી વ્હેંચવાનો ચાલછે તેમજ કન્યા તરફનાં જે જાની વાસે આવેછે તેમને ખોબાથી સોપારી અપાયછે તે અને સામી ચોરીના રૂપીઆ ન્યાત લેછે જેનું વિવેચન થઈ ગયું છે.

કરવું તણાઇ પડે ભલું, વિર નાગરરે;
મળે જ્ઞાતિમાં જે થકી જીત, તરો દુઃખ સાગરરે. ૧૯
ભાણેજી હોય એ ચારજો વિર નાગરરે;
નભે છેવટ સુધી ન ટેક, તરો દુઃખ સાગરરે.
મધ્યમ હાલત હોયતો, વિર નાગરરે;
રહે ભાગ્યે રે'વા ઘર એક. તરો દુઃખ સાગરરે. ૨૦
એથી ઘટે બંધ બાંધવો. વિર નાગરરે:
પડે આગળ સારો *શ્રીમંત, તરો દુઃખ સાગરરે.
શ્રીમંતને ન ગરીબ કે', વિર નાગરરે;
ઓછું કરવા ધરે સહુ ખંત, તરો દુઃખ સાગરરે. ૨૧

---

* લગ્ન ગાળામાં અને બીજી ઘણી ખરી બાબતમાં ભાવનગર અને થોડે ભાગે અમદાવાદ તેમજ સુરતના જેવો શ્રીમંતની પાછળ ચાલવાનો રિવાજ અરોતરમાં ન હોવાથી તેમજ નકામો મમત અને ચડસા ચડસી હોવાથી. એકનેજ મ્હોટાઇ આપી યાતો તેનેજ તેમ કરવા દેઇ પોતે પોતાની શક્તિ પ્રમાણે ચાલે એમ પણ ન હોવાથી નાગરો નિર્ધન થતા જાય છે તોપણ સમજતા નથી અને " આપણે શું મ્હોટા કે શ્રીમંત નથી"? એ ખોટા પડતો બોલ યા ને ગર્વછોડતા નથી તેથી તેમની સમજ કે મમતા ઉપર નજર ન રાખતાં હાલત સુધારવાને માટે શ્રીમંતોએ તેવાઓ સારો દાખલો લે એવી રીતે ચાલવું જોઇએ. કોઇ એમ તકરાર ઉઠાવશે કે પૈસાદારે શું તેની મરજી પ્રમાણે કરવુ અથવા ઇશ્વરે આપેલી સત્તા શું કોઇને માટે ઢાંકી મૂકવી? ના. તેમ કરવાનું કહેવાની મતલબ નથી પણ જ્યાં સુધી જ્ઞાતિમાં સુધારો થયો નથી યાતો લોકો સમજ્યા નથી ત્યાં સુધી પોતે આગળ પડી સુધારો બતાવી અનીતિનું ખરચ ઓછું કરી દેખાડી આપવાની જરૂર છે; એમ કરવાથી શ્રીમંતોની શ્રીમંતાઇ જતી નહીં રહે એટલુંજ નહીં પણ તેને કોઇ " ન મળ્યું અગર આતો ગરીબ છે" એમ નહીં કહે શ્રીમંતો કરાવરામાં

ચાલ[1] મયાદત્ત આદિજે, વિર નાગરરે;
એથી સ્નેહી સંબંધી જણાય, તરો દુઃખ સાગરરે.
એમાં નથી વધૂ આપદા, વિર નાગરરે;
એથી હાથ ન કાંઇ તણાય. તરો દુઃખ સાગરરે. ૨૨
પ્હેરામણી પણ પ્હોચતી, વિર નાગરરે;
સ્થિતિ યોગ્ય કરે છે સર્વ, તરો દુઃખ સાગરરે.
અણ ઘટતું કેમ બોલિયે, વિર નાગરરે;
પણ યોગ્ય ન રાખવો ગર્વ, તરો દુઃખ સાગરરે. ૨૩

લગ્નની બાબત મ્હોટી છે, વિર નાગરરે;
તેમાં પ્હોચી ન પૂરું શકાય, તરો દુઃખ સાગરરે.
સૂખા બધા કેમ થઇ શકે, વિર નાગરરે;
કહો ક્યાંથી બધાય કમાય, તરો દુઃખ સાગરરે. ૨૪
[2]પચ્ચીસ શત હોય હાથમાં, વિર નાગરરે;

---

અને નકામી બાબતમાં પૈસા ખરચી મ્હોટાઇ લેવા ઇચ્છે તે કરતાં મ્હોટાઇ લેવાની અને પરોપકાર કરવાની જ્ઞાતિમાંજ ઘણી બાબતો છે. વધારે પૈસા ખરચવા હોય અને યશના લોભી હોતો વિદ્યાને ઉત્તેજન મળવાની વ્યવસ્થા કરો. ન ભણી શકાય એવી હાલત વાળાને મદદ કરો. મુંબાઈ જેવામાં કે અમદાવાદ જેવામાં જ્યાં કેળવણીનાં સ્થળ છે ત્યાં નાગરોના પુત્રોને ભણવા અનુકુળ પડે માટે બોર્ડીંગ સ્થાપો અને એ આદી શુભ કૃત્યો કરો કે તમારી નામના હમેશ રહેશે.

૧ मयापिदत्ता એનું "મયાદત" થયું છે એટલે લગ્ન વખતે સગાં સંબંધીએ અને એવી સગાઇ જણાવવાની રીત ભાત કરે છે કે જે ઘણી હલકી અને સવડ વાળી હોય છે. તે કાઢી નાંખવાનું કથન નથી. (મતલબ એ છે કે જે બોજા રૂપ છે તે ઓછું કરો.)

૨ ગામમાં ને ગામમાં બે હજાર અને બાવીસશેંહે

લેઈ જાનને હાંસે અવાય, તરો દુઃખ સાગરરે.
[૧]લાહી લોહીને ઘોડે ચઢી, વિર નાગરરે;
અંતે દોરીને લોટો ઝલાય, તરો દુઃખ સાગરરે. ૨૫
નીતિ વિના દિન આથમ્યો, વિર નાગરરે;
નથી ચોકસ કાંધી રીત. તરો દુઃખ સાગરરે.
પ્હેલા દેવા શત [૨] પાંચસેં. વિર નાગરરે;
મળ્યો વિવાહ જ્યાં થઇ પ્રીત, તરો દુઃખ સાગરરે. ૨૬
કન્યા પિતા વ્યાજ લેઇને, વિર નાગરરે;
કરે વસ્ત્ર રૂડા અલંકાર. તરો દુઃખ સાગરરે.

---

અને જાન જોડવાની હોયતો અઢી હજાર કે એથી પણ વધારે ખરચ થાય છે જેમાં અનીતિના પાંચસેં રૂપીઆ છે તો એ અનીતિનો ભાગ નીકળી જાયતો પુત્ર પરણાવવો કોઇને ભારે પડે નહીં.

૧ સ્ત્રીઓ ગાય છે કે "નાહી ધોઇને ઘોડે ચઢિયા" તે નાહી ધોઇને નહીં પણ એ ઠેકાણે ખરૂં જોતાં "લાહી લોહીને ઘોડે ચઢિયા" એમ કહેવું જોઇએ કારણ પિતાને ચાર પાંચ પુત્રો આવા ખરચથી પરણાવવાના હોય અને પગારતો પંદરકે વીસનો હોય ત્યારે ઘરબાર કે વતનદાર હોયતો વતન મુકી ખાઇને પણ પુરૂ ન થતાં અંગ ઉધારે રૂપીઆ કરજે કાઢીને વર ઉઘલાવવાનો હોય એટલે લાહી લોહીનેજ ઘોડે ચઢવાનુંકની? તેમ નકહોને સ્ત્રીઓ ગાયછે તેમ "નાહી ધોઇને" કહો તોપણ ખરૂં છે કેમકે આ જેમ નાહી ધોઇને શરીરે ચોખ્ખા થયા તેમ પણે પણ પુંજી પરવારીને મોકળા થયા એટલે એમ પણ બેસતું આવે અને પરણ્યા પછી પુત્ર પિતા બન્નેકે પુત્ર ન્હાનો હોયતો હાલ પિતા અને કરજ વાળી ન રહે માટે પછીથી પુત્ર બન્નેને દોરીને લોટો પરદેશ પૈસા રળવા જવાનેજ ઝાલવાનોકની? ૨ ચરોતરના નાગરો વિવાહ મળ્યા પછીના મ્હોજાણા માટે એમ ઠરાવ કરેકે વિવાહ મળ્યો એટલે પ્હેલા પાંચસેં રૂપીઆ રોકડા લેઈ વર કન્યાના

આવે જ્યારે વર* તોરણે, વિર નાગરરે;
રાખે પાંચસેં બીજા તયાર, તરો દુઃખ સાગરરે. ૨૭
વસ્ત્ર ગણો આભરણ ગણો. વિર નાગરરે;
પૂરા કરવા મળીને હજાર, તરો દુઃખ સાગરરે.

---

નામથી સારે વ્યાજે મુકવા અને તેવ્યાજમાંથી કન્યાને સારૂ લુગડુકે રીતનું ઘરેણું કરવું; આમ કરવાથી વર વાવાળાને દર વર્ષે જે ફીકરમાં રહેવું પડેછે તે મટે તેમજ ઓછું વધારે પડે નહી જેથી આપણે બોલા બોલી થઇને વિવાહ ફોક થાયછે એનો અટકાવ થાય. જ્યારે મ્હોજાણું આપવુંજ પડેછે ત્યારેતો આ ચાલ દાખલ થાયતો ઉત્તમછે મ્હોજાણાનો ચાલ સાધારણ સ્થીતિવાળા અને વધારે પુત્રીવાળા પિતાને માટે ઠીક છે ખરો.

* વર જયારે તોરણે આવે એટલેકે વર કન્યા જયારે પરણે ત્યારે પલ્લા વખતે પેલા આગળના આપેલા રૂપીઆ મજરે ગણીને બીજા પાંચસેં રૂપીઆ કપડાં ઘરેણાંના આપવા; મતલબકે બધા મળીને પલ્લાના એક હજાર રૂપૈઆ પુરા કરી આપવા અને એટલાં વર્ષમાં જે વ્યાજ ઉપજ્યું હોય અને તેની જે જણુશો હાલ નજરે પડે એવી થઇ હોય તે હજાર સીવાય આપવાં એટલે કન્યાને ઓઢવા પ્હેરવાને કોઇ પણ રીતે હરકત પડવાની નહીં. વિવાહ મળ્યા પછી આપેલા પાંચસેં રૂપીઆના વ્યાજમાંથી થયેલા હલકા દાગીનાનો હિસાબ કન્યાનો પિતા બતાવે એ વાસ્તવિકછે. આજે નાગર હજુ સુધી એવી નિર્બળ અવસ્થામાં આવી ગયા નથી કે પુત્રીને હમેશ ન્હાનપણનાં પ્હેરવાનાં કપડાંની વ્યવસ્થા પણ ન કરી શકે યાતો વ્હેવાઇ પાસે માગીને પ્હેરાવે અને એટલા માટે વ્યાજમાંથી માત્ર પ્હેરવા જેવા દાગીના અને વખતે હાથ ન પ્હોચેતો પંદર વીસનું રેશમી કપડુંજ કરાવવું. પલ્લાની રકમ જે એક હજારની ઠરાવી તે ઓછી નથી અને તે પ્હેરવા ઓઢવાના શોખ કરતાં ખરૂં જુઓ તો પ્રથમથીજ તેનું અશુભ વિચારીનેજ પાછળ દેવગતિને માટેજ રાખેલીછે કે વિધવા ઓરતને કાંઇ

ગોર[1] પચીસલે પ્રીતથી, વિર નાગરરે;
રસોઇ તણો આપણે માર, તરો દુઃખ સાગરરે. ૨૮
ઘરડે બાંધ્યા હશે સોસવા, વિર નાગરરે;
સુખી થતા હતા યજમાન, તરો દુઃખ સાગરરે.
ગોર થયા યજમાનછે, વિર નાગરરે;
ઘટે આજ ગૃહસ્થનું માન, તરો દુઃખ સાગરરે. ૨૯
ધરવટ ગોરનેં બહુ હતી, વિર નાગરરે;
રાંધીં પિરસી જમાડતાં ન્યાત, તરો દુઃખ સાગરરે.
કામ ગયું દામતો રહ્યું, વિર નાગરરે;
ફુટી નાખવી આપણી જાત, તરો દુઃખ સાગરરે. ૩૦
ડુંગરપુર[2] દરબારને, વિર નાગરરે;
પડે તાબે રહેવુ ખચીત, તરો દુઃખ સાગરરે.

---

આધાર ન હોયતો તે રકમના વ્યાજમાંથી પોતાનું ઉદર પોષણ કરે; નહીંતો આજે દિન પ્રર દિન સુધારો દાખલ થતો જવાથી ઘરેણાનો શોખ ઓછો થતો જાયછે તો પછી નાહક વધારે બોજો નાખવો એ ઠીક નથી અને હજી સુધી નાગરની વીધવા ભૂખે મરેકે રઝળે એમ બન્યું નથી અને પોતાનું હિત ઇછનાર સગાં સબંધી એવું કરે પણ નહીં.

૧ ગોર પ્રથમના હેતુ પ્રમાણે કાળજીથી કામ માથે રાખી યજમાનને ખુશી કરેતો ઠીકછે નહીંતો પચીસ રૂપૈઆની રકમ આપવી; કેમકે નાગરી ન્યાતમાં બધા ખરચનો દસગો ભાગ જેમ આગળ ખેતીનો દસમો ભાગ રાજા લેતા તેમ રસોઇ કરનાર લેછે કે જેકામ ગોરનુંછે સબબ એમાં કાંઈ સુધારો થાયતો ઠીક. (હુંતો માત્ર બતાવુંછુ પણ કરવાનું સર્વેને હાથછે.)

૨ રસોઇનું કામ માથે લેનાર ડુંગર પુરા જે અસલ ડુંગરપુરથી આવીને વસેલા અને હાલ જોકે નાગર બ્રાહ્મણો રસોઇ કરેછે તો પણ પ્રથમથી "ડુંગરપરા" એ શબ્દ

હાજી કહી માની હૂકમો, વિર નાગરરે;
દેઇ દસાંશ રાખવી પ્રીત, તરો દુઃખ સાગરરે. ૩૧
આવે શરમ નહીં ઘર[1] જતાં, વિર નાગરરે;
આવે હાથે રસોઇની લાજ, તરો દુઃખ સાગરરે.
આટો અઢી આઠ શ્રમ તણા, વિર નાગરરે;
કહો પ્હોચાય શું હોય રાજ, તરો દુઃખ સાગરરે. ૩૨
ખરચ કમી સૂધરે દશા, વિર નાગરરે;
ઘણી જ્ઞાતિમાંછે વ્યવહાર, તરો દુઃખ સાગરરે.

---

બોલાતો આવવાથી આજપણ તેમને ડુંગરપરા કહેછે તે દરબારો એટલે રાજા જેવા માનવા પડેછે એવાઓને આપણી પોત પોતાની ગરજને લીધે તાબે રહેવું પડેછે એટલેકે તેમની ખાવા પીવાની અને પાન સોપારી નાખાતા હોય તો પણ ગાંઠ બાંધવાના પૈસા આપીને મરજી ઉઠાવવી પડેછે એટલુંજ નહીં પણ આપણે કરેલા ખરચનો દસમો ભાગ અને રસોઇની કીંમત ગણીએ તો અડધો ભાગ તેમને આપવો પડેછે અને મૂળ કીંમત કરતાં પણ મજુરી વખતે વધી પડેછે એટલે "પાવલાની પાડી અને પોણો રૂપીઓ ચરાઇનો" એવું જે કહીએ છીએ તેમ આટાના એક મણના અઢી રૂપીઆ અને પુરી કરામણીના આઠ રૂપીઆ આપવા પડેછે તેવું આપતાં પણ રસોઇ સુધરવી એતો ઇશ્વર જાણે. ૧ નાગરોને અને નાગરની સ્ત્રીઓને કરાવરા કરી ઘરબાર ખોતાં અને દાગીના ઘરેણે મુકતાં શરમ આવતી નથી પણ સગાં સબંધીને ત્યાં કે ન્યાતની રસોઇ કરતાં શરમ લાગેછે એ મ્હોટી ભૂલછે. પાટણમાં નાગરો સરકારી કામકાજ કરંદાછે અને નબળી દશામા નથી તો પણ ન્યાતની રસોઇમાં ભાગ લેછે જેથી થોડે ખરચે વધારે દિવસ ખુશીથી જમેછે અને આપણા જેટલું ખરચ જો કરવાનું હોય ત્યારેતો હું ધારૂછુંકે એક માસ ન્યાતો ચાલે. વખતે કોઇ એમ વાંધો ઉઠાવે કે જમવા માટે શું રાંધવા જવું તો એ જવાબછેકે ના જમવા માટે નહીં પણ એક સંપથી સુ-

રૂઢી સુધારવી યોગ્યછે, વિર નાગરરે;
કહું તેનો કરીલ્યો વિચાર. તરો દુઃખ સાગરરે. ૩૩
મ્હો [1]જાણું. પલ્લું વિવાહનું, વિર નાગરરે;
બાંધવી જોઇએ રીત સ્હેલ, તરો દુઃખ સાગરરે.
દાબ કાઢો જેહ [2]દક્ષણા, વિર નાગરરે;
યોગ્ય રાખી કરો ઝટ પ્હેલ, તરો દુઃખ સાગરરે ૩૪
શરમ રાખો [3]સૂખડીતણી, વિર નાગરરે;
કરી ન્યાતો બીગાડની બંધ, તરો દુઃખ સાગરરે.
પુત્રીનું પલ્લું[4] ન વાવરો, વિર નાગરરે;

---

ખી થવા અને ઘરબાર રાખવા માટે તેમજ બીજાનું ઉઘાડું ન પાડવા તેને મદદ કરવી. સ્ત્રી જેને હાલી નથી યા પીએર જાયછે ત્યારે બ ચાર માસ ભુંગળી કેમ ફુંકાયછે? એમ નહીંતો અન્ય જ્ઞાતિમાં જેમ પોત પોતાનો વ્યવહાર હોયછે તેમ બહોળી ન્યાત હોયતો સગાં કરોકે ઉપડી શકે એટલો વ્યવહાર કરોને મદદથી જમો

૧ મ્હો જોણું=મુખ જોઇને આપવું તે મ્હો જોણું મતલબકે વિવાહ મળ્યા પછી ઘરેણું લુગડું વગેરે આપવામાં આવેછે તે જેને અન્ય જ્ઞાતિમાં વસંત ચઢાવવું કહુછે.

૨ જે દક્ષણા બોજા રૂપ થઇ પડીછે અને જે શાસ્ત્રમાં કહ્યા વિનાની મુખ પુરાણની કે ઇચ્છા પુરાણની એટલેકે મનસ્વી માગે તેવી વધી પડીછે એ અને ન્યાતના બીજા અયોગ્ય કરછે એ જે પ્રથમ જણાવેલાછે તેને નિર્મુળ કરો અથવા સુધારો કરો. ૩ જે પૈસા વરવાળા પાસેથી લેઇ ઘરમાં વાપરીએ છીએ (જેને અન્ય જ્ઞાતિના માંડવા ખરચ કહેછે તે.) તે નજ લેવા એમ ઠરાવો. ૪ લગ્ન થયા પછી કન્યાનું પલ્લું તેના પિતાને હાથ રહેછે તે પૈસા પોતે ખરચમાં આવી પડવાથી તરતજકે પછીથી લેણદારને આપેછે અને પુત્રીને અમુક વ્યાજ બાંધી આપેછે અને કેટલીક વખતે પુત્રના લગનમાં પણ પુત્રીનું પલ્લુ વપરાયછે

ઘેન શણગારવી કરો બંધ, તરો દુઃખ સાગરરે. ૩૫
માંદાને[1] માર ન મારવો, વિર નાગરરે;
જમો ના જમૂઓનું મિષ્ટાન્ન તરો દુઃખ સાગરરે.
શોક[2]ની રૂઢી શમાવી દ્યો, વિર નાગરરે;
કરો બંધજ બીજાં તોફાન, તરો દુઃખ સાગરરે. ૩૬
બાળ લગ્નતો કરો નહીં, વિર નાગરરે;
[3]કરો વિવાહ કરિને વિચાર, તરો દુખ સાગરરે.
સરખી સ્થીતિમાં [4]સુલગ્નછે, વિર નાગરરે;
વર સારોતો સુખ અપાર તરોદુઃખ સાગરરે. ૩૭
કેળવવાને કમર[5] કસો, વિર નાગરરે;
શાને રાખોછો લગ્ન ઉચાટ, તરો દુઃખ સાગરરે.
વીદ્યા જો આપો વતન મુકી, વિર નાગરરે;

---

આ એકંદરે તેના લાભમાં હરકત કરનારછે અને એવા દાખલા ઘણા બનેલાછે અને બનેછે પણ તે અત્રે જણાવવા એ યોગ્ય નથી પણ ટુંકામાંકે એ પૈસા સારૂ બ્યાજ ઉપજે એવે ઠેકાણે મુકવા અગર બીજો સારો રસ્તો ખોળવો જેથી પુત્રીને લાભ થાય. ૧ મરતી વખતે પાણી રેડવું વગેરે જે અયોગ્ય ક્રીયા ઉતાવળથી કરવામાં આવેછે તે.

૨ રાત્રે ખાવું, વખતે વખતે રોવું, લોકને દેખાડવાની રીતિ કરવી અને એવા બીજા રીવાજ જે ઉપયોગી નથી જણાતા તે બંધ કરવા. ૩ વિવાહની ઉતાવળજ ન કરવી અને મળતા પહેલાં તે કામ બહુજ વિચાર કરીને કરવું.

૪ કેટલા એક પુરૂષોનું કહેવુ એમ છેકે લગ્ન સરખી સ્થીતિ વાળા=બરોબરીનાને ત્યાં થાય એટલેકે તે વાજ સમાન વ્હેવાઇ હોયતો વધારે સારૂ એ વીચાર કેટલેક દરજે સારોછે પણ બીજો સારો વર ન મળતો હોય અને ધારણામાં હોય તે ગરીબ હોય પણ સારો હોય તો કરવામાં હરકત નહીં. ૫ વિવાહમાં મ્હાલવાને કમ્મર બાંધોછો તેવી દુખ વેઠીને પણ બાળકો ભણાવવાને શામાટે બાંધતા નથી

પાછું વતન મળે બીજી પાટ[1], તરો દુખઃ સાગરરે 3૮
કૃત્ય કરો ઘર જોઈને, વિર નાગરરે;
જેથી શોકન આખર થાય, તરો દુઃખ સાગરરે.
રાજ[2]નગરની રીતી ભલી, વિર નાગરરે;
નથી બંધ કે નાક કપાય. તરો દુઃખ સાગરરે. ૩૯
લગ્ન જુઓ એક દિવસનાં, વિર નાગરરે;
ધની નિર્ધનનું સચવાય, તરો દુઃખ સાગરરે.
સરખો રીવાજ નક્કી કરો, વિર નાગરરે;
[3]દાપાં દેવાનું એવડું જાય, તરો દુઃખ સાગરરે. ૪૦
દેશાટને[4]તો ડરી ગયા, વિર નાગરરે;
કીધાં [5]પૂર્વજે કેવાં નામ, તરો દૃખ સાગરરે.

---

એવી મતલબછે. ૧ વતન મુકીને પણ જે ભણાવતાહો તો એ વતનતો પાછું વળેજ પણ બીજી ઘણી જમીન=પાટ પણ સાંપડે=પેદા થાય. (પુત્ર એવી જમાનો ઘણીજ મેળાવે.)

૨ અમદાવાદમાં ઘણી વાર એમ બનેછેકે એકજ દિવસે જનોઇ અને લગ્નનાં મુહૂર્ત હોયછે જેથી શ્રીમંત અને નિર્ધન એ બન્નેની ધારણાઓ પાર પડેછે. (મળ્યું કે નમળ્યું એવું લોકો કહેતા નથી.) એવીજ રીતે ભાવનગરમાં પણ છે. ભાવનગરમાં એક આગેવાન થઇ લગ્ન દિવસનો નિશ્ચય કરેછે અને તેની પાછળ સવડ પ્રમાણે બીજાઓ પણ મંડપ બાંધી ખરચ ખુટણ કરેછે જેથી હાલત ચરોતર જેવી ન થઇ જતાં તેઓ હાલ ઉચ્ચ પંક્તિએછે. ૩ દક્ષણા અને બીજા જ્ઞાતિના કર કેટલા એક ગામના રહેનાર નાગરોને માટે બેવડા લેવા એમ ઠરાવેલુછે તો તેનો દોષ શો હશે? એ નકામી તકરારને નિર્મૂળ કરો અને બધા એક સરખા થાઓ.

૪ દેશાટનથી. ૫ છબીલા રામજી, અમરજી, અને એવા બહાદુર નાગરો જેઓ બાદશાહી વખતમાં દીવાન હતા તેઓ લઢાઇના વખતમાં અને મુસલમાનોના વખતમાં

વેળાઓ વાળી વિદેશથી, વિર નાગરરે;
ભાગી બંધનથી[1] હવે હામ, તરો દુઃખ સાગરરે. ૪૧
શાસ્ત્ર પ્રમાણે શું પાળોછો, વિર નાગરરે;
કહો અંતરમાં નથી મેલ, તરો દુઃખ સાગરરે.
વ્યસન નથી કો' વટાળતું, વિર નાગરરે;
ઓલો બીજા વધ્યા નથી ફેલ, તરો દુઃખ સાગરરે. ૪૨
રાજ્યની દોરી તમે હતા, વિર નાગરરે;
હવે સંભારવા રહ્યા [2]દિન, તરો દુઃખ સાગરરે.
કેદ વિના જડી બેડીઓ, વિર નાગરરે;
થયા અન્ય જ્ઞાતિ થકી [3]દીન, તરો દુઃખ સાગરરે. ૪૩
રૂઢી વિકારીને ધુધવો, વિર નાગરરે;
લાજ રાખવા જાઓ વિદેશ, તરો દુઃખ સાગરરે.
નાગર નામ ખરૂં કરો, વિર નાગરરે;
ભાગ્ય ખીલેને થાય ઉજેશ[4], તરો દુઃખ સાગરરે ૪૪
સાર ટુંકામાં વિચારશો, વિર નાગરરે;
રૂઢિ સુધારવી ઘટે હાલ, તરો દુઃખ સાગરરે.
વાત સહૂ જ્ઞાતિ હાથમાં, વિર નાગરરે;
કહી જાણું હું જેઠમલાલ, તરો દુઃખ સાગરરે. ૪૫

## જ્ઞાતિ અભિમાન

### (ખરો ટેક)

---

રાજ કાજમાં અને બીજી ખટપટોમાં રૂઢિને કેટલું વળગી રહેતા હશે ? તે પુરૂષોએ બંધનોને બાજુ ઉપર રાખીને પણ કામો કર્યાછે તે તમે જરા લક્ષમાંતો લ્યો અર્થાત કાંઇ પરાક્રમતો કરો. ૧ રૂઢિના બંધનથી.
૨ હવેતો માત્ર આગળના દિવસોજ સંભારવાના રહ્યા.
૩ ગરીબ. ૪ અજવાળું.

રોળા વૃત.

સુખ કરતા અભિમાન, દુઃખ કરતા પણ તેવું;
સમજ સમજમાં ફેર, માનવું મનમાં કેવું.
જેમાં હોય વિકાર, નામને એબ અપાવે;
યશને લાગે ઝાંખ, જુદી તે જાત કહાવે. ૧
શુદ્ધ જેહ અભિમાન, મમતકે ટેક ઉચરિયે,
ચઢતીનું જે મૂળ, વખોડયો નથિ તે હરિયે.
ધર્યો દાનવે ટેક, હતી જ્ઞાતિ અભિમાની,
ધાર્યું સુરસમ થવા, નથી એ બાબત છાની. ૨
પડે દેવને દુઃખ, થાય સંપીલા ભેળા;
ધરી જ્ઞાતિ અભિમાન, વિચારે ચઢતી વેળા.
આપે સુરને મદદ. સુખનાં શોધે દ્વારો;
હરિ હર બ્રહ્મા સ્હાય, અસુરનો સુખે નવારો. ૩
કરે [૧]યુક્તિ સુર લોક. જ્ઞાતિની ચઢતી સારૂ;
શોધે સુખનાં દ્વાર, જ્ઞાતિ અભિમાનજ પ્યારૂ.
સાગર મંથન કર્યું, હળાહળ પીધું હરજી;
જાળવવા અભિમાન, વિષ્ણુંની રાખી મરજી. ૪
ધર્યું મોહની રૂપ, સુરોની ચઢતી કરવા;
પાયું સુરોને સુધા, દેવ દુખમાંથી તરવા.
ધરે સર્વે અભિમાન, પોતિકી જાત સુધરવા;
પછિ ઘરનું હિત થવા, સગાંને સુખિયાં કરવા. ૫

---

૧ પોતાની જ્ઞાતિની ચઢતિને માટે દેવ સરખા પણ બનતો શ્રમ કરેછે અને જરાક વિપત્તિ વાદળથી સુર્યનું તેજ ઝાંખુ લાગવા માંડેતો હરિ, હર અને બ્રહ્મા એ ત્રણેને દુઃખ નિવેદન કરી મદદ માગેછે કે જે અભિમાન રાખી દુઃખ દૂર કરેછે.

ધન્ય જ્ઞાતિ અભિમાન. જ્ઞાતિની ચડતી ખોળે;
પુણ્ય સર્વને લાભ, લાભનો સિંધુ ડોળે.
જે જ્ઞાતિમાં જન્મ. જ્ઞાતિ તે ઉતમ જાણે;
ઉત્તમનાં દ્રષ્ટાંત, આપવા ટાણું આણે. ૬

કરે જન્મીને નામ, જ્ઞાતિને પડછે નાખે;
કરી કીર્તિનાં કામ. જ્ઞાતિમાં ઓળખ રાખે.
જાણે સગાં સમસ્ત, હર્ષ તે પામે ઝાઝો;
વિના ટેક નર મૂઢ, ભસે સહુ વાતે તાજો. ૭

રંક અને શ્રીમંત, દીપે એક અભિમાની;
રંક બનતું કંઈ કરે, ભિજી હિંમતતો શાની.
સુખા તેમ શ્રીમંત, વળી પગ દરબારોમાં,
તે સુખનો વિશ્રામ, ટેકિતો કોઇટ સોમાં. ૮

ખરા ટેકનો સુર્ય. વિલાયતમાં ઝળકેછે;
કિર્ણ હિંદમાં પડે, દરજ્જે ક્યાં [1]હલકેછે.
આવે સહુ હાકેમ, સુ વિદ્યા હલકી ભારી;
ત્યાંનિ છાપ તેછાપ. કાયદામાં[2] પણ ભારી. ૯

વિલાયતીને હિંદિ. ભેદ જ્યાં ચામડિ ગોરી;
ધરે જ્ઞાતિ અભિમાન, ખાય જે ભાખરિ કોરી.
માલ માંહિ[3] પણ મમત, શુદ્ધતે ટેક ધરંતા;
વખોડિયે કો' કેમ, પરસ્પર પીંડા હરંતા. ૧૦

હતા રાય રજપૂત, ચાવડાને પરમારો;
સગા થતા સરદાર, મમત તેનો પણ સારો.

---

૧ ઇંગ્રેજ લોકો જે વિલાયતથી હીંદમાં આવેછે તે હજી સુધી આપણા જેવી હલકી નોકરી ઉપર ક્યાંછે.

૨ વિલાયતી પ્રજાને માટે કાયદો પણ જૂદોછે.

૩ ઇંગ્રેજ લોકો દેશી વ્હેપારીની દુકાને બનતા સુધી

થયું મરાઠા જોર, તેજ જ્ઞાતિની લઢતી;
નથી પુછ્યો વિદ્વાન કલમ તે દિન[1] પણ ચઢતી. ૧૧
હતું જ્ઞાતિ અભિમાન, પેશવાને પણ પૂરૂં;
વાંચો તે ઇતિહાસ, જ્ઞાન જો હોય અધૂરૂં.
ભલો દક્ષણી ટેક, પાણીનો તે ભરનારો;
રસોઇ તેને હાથ, એજ વાણોતર ધારો. ૧૨
હોય દક્ષિણી[2] શેઠ, જ્ઞાતિના તે પેઢી પર;
આડતિયા પણ તેજ, સિપાઇ ઘરના ચાકર.
અધિકારીની પાસ, મુત્સદ્દી થઇને બેસે;
સર્વ રાવ સાહેબ, એક પેઠે બહુ પેસે ૧૩
પોતાના પર સ્નેહ, પરિક્ષા પરમેશ્વરને:
સારૂં કરવા ચિત્ત, ઓળખે પ્હેલું ઘરને.
નહિં ઉમ્મરનું કામ, ભણેલા ભાગ્ય પ્રમાણે;
બી.[3] એ. તથાપી બહૂ, કામને ચલવી જાણે. ૧૪
કારકુનોમાં કોટી ખૂટતા નથી તલાટી;

---

જતા નથી. ૧ મરાઠાના રાજ્યમાં પણ મુત્સદ્દી લોકો હતા ખરા.

૨ આજ કાલ દક્ષિણી લોકોમાં પોતાની જ્ઞાતિનું અભિમાન ઘણુંજ જોવામાં આવેછે. કોઇ માણસ મ્હોટો શ્રીમંત હોય અને તેની દુકાન ચાલતી હોયતો ગુમાસ્તા, આડતિયા, રસોઇ કરનાર, અને દુકાનમાં નોકર ચાકર પણ પોતાની જ્ઞાતિનાજ તે રાખેછે તેવીજ રીતે અમલદારના ઘરમા અને તેના તરફથી સરકારી કામકાજમાં પણ તેનીજ જ્ઞાતિના જોવામાં આવેછે.

૩ અધીકારીઓ અને હાથ નીચેના નોકરો જોકે ભણેલા તો ઠીકજ હોયછે તોપણ જાણે બી. એ. થયેલા હોયને શું એવા ઠાઠથી કામ ચલાવેછે એટલેકે તેમનું ગાડું ભલી રીતે ચાલ્યું જાયછે.

જોર ટેકનું ખૂબ, અસ્તના બહુ ઉચ્ચારી.
જેણે ગ્રહીન[1] પાટી, પાટીછે[2] તેને તાબે;
સુવે ન પાટી[3] વિના, પાટી[4] સંપાડી દાબે. ૧૫
ડરિ ડરિ કરતાં કામ. જ્ઞાતિનું દુખ ન ક્યાયે;
બહુ બહુ કર્યે વિચાર, રહી કરવાનું જાયે.
રાજા ગાયકવાડ, પુજેછે પ્હેલુ દક્ષણ;
દે બ્રાહ્મણને અન્ન. તેમનું પ્હેલું રક્ષણ. ૧૬
ગૌ દાનોમાં ઘણા. દક્ષણા પણ ઉપવાસે;
બિજી પંક્તિમાં બિજા, દક્ષણી નોકર પાસે.
ભાષાનું અભિમાન. હોયતો કર ગુજરાતી;
ભણવું દક્ષણી પડે, ટેકની કેવી ખ્યાતિ ૧૭
પારસિનું અભિમાન, સ્થળે સ્થળ દેખાએછે;
નથી વિવેચન કામ, રાજ્ય અંગી ભુતતેછે.
બ્રહ્મ ક્ષત્રિની ભભક. જ્ઞાતિ અભિમાને થઇછે;
હોય અનુભવ જુઓ. પરાયે પ્રીતિ[5] ન ગઇછે. ૧૮
પડેન હલકા આપ. જ્ઞાતિને ઊંચ ઠરાવે;
પછિ સ્નેહિનું[6] કરે. એમ જ્ઞાતિને નઆવે.

---

૧ ભણેલા નથી તે અથવા સાધારણ ભણેલા.

૨ તેને તાબેપોલીસની પાટીછે મતલબકે તે સુબેદારકેફોજ દારછે. ૩ તે એવા સુખીછેકે પાટીવાળા પલંગમાં સુવેછે. ૪ સેંકડો વીઘાં જમીનની પાટપણ સંપાડીછે (ઘણાં વીઘાં જમીન એકજ શેઢે=ઠેકાણે હોય તેને પાટીકે પાટ કહેછે)

૫ પારકા ઉપર પોતાના સગા સબંધી અગર જ્ઞાતિલાના જેટલો સ્નેહ કરતા નથી અથવા તેને સુખ કરવા જેટલો મમત રાખેછે તેટલો બીજા સારૂ રાખતા નથી.

૬ વિચાર વાળા માણસો જ્ઞાતિને એમ નલાગે માટે એક વખતે પોતાનો સ્નેહી જે પર જ્ઞાતિનો હોય તેને પણ બીજે

જુઓ કણબીનાં[1] કામ, મુસલ્માનોનાં ભાળો;
વણીક વ્હાલને જુઓ, નાગરો કેમન પાળો? ૧૯
હતું પ્રથમ અભિમાન, અધિક સહુથી નાગરમાં;
દીલ્હીના દાખલા, જણાવે નિજ ઘર પરમાં.
ન્હોતી વિદ્યા ખોટ, તોયપણ સહુ નહિં સરખા;
સરખા ગણતા ધન્ય, હતા મુત્સદ્દી પરખ્યા. ૨૦
સુબેદાર પણ તેજ, સ્વાર પણ જાતે શૂરા;
મ્હેતા મજમુનદાર, ગણાયા કલમે પૂરા.
વસ્તિ [2]વસાવી વતન, અમીન દેસાઇ થયા છે;
અભિમાને બની ઉંચ, પૂર્વે જો અમર રહ્યા છે. ૨૧
મુનશી મ્હોટા બન્યા, થઇ કઇ ઘેર અદાલત;
કાર્ય ભાર બહુ કર્યા, કરી દસ્તુરી લાગત,
[3]સગપણ તે સોનુંજ, પ્રીતિને પિત્તળ ગણતા;

---

હકદાર ગણી પ્રથમ જ્ઞાતિ તરવાની તજવીજ કરેછે એમ જો નકરેતો તેવા આગેવાનો અને કરી શકે એવા અધીકારીઓ જ્ઞાતિની પડતીના આણનાર ગણાય

૧ લેઉઆ કણબીઓની મૂળ સ્થીતિ જોતાં હાલ તેઓ કેળવણી પામવા લાગ્યાછે અને વિદ્વતાથી રાજકાજમાં પણ સામેલ થવા લાગ્યાછે; જેઓ જ્ઞાતિનું અભિમાન રાખવું એમ વિચારેછે અને એ વિચારે હરેક રીતે પોતાની જ્ઞાતિનાને મદદ આપેછે જે વાત અનુભવીના જાણવામાં હશે.

૨ વસ્તિને આબાદ કરીને પોતાનું વતન પણ સંપાડયું છે' તેમજ અમીન અને દેસાઇ એજે ઇલકાબો આજ લખાય છે તે જો જ્ઞાતિ અભિમાની ન હોતતો એમાંનું કાંઇ જ હોત નહીં. ૩ " સગપણ તે સોનું ને પ્રીત તે પીત્તળ" એ જે કહેવત ચાલેછે તે ઉપર તેમની નજર હતી એટલે કે આખરે તેથીજ જીતવાનું છે અને શોભા છે એવું તેઓ માનતા હતા એમ આજ સુધી ટકી રહેલી મહત્તા ઉપરથી ધારવામાં આવે છે.

હતી ખ્યાતિ એથીજ, મુત્સદ્દી સર્વે બણુતા. ૨૨
નાગર છબીલારામ, મુખી વડનગરાઓનો;
પાળ્યા નાગર પૂઠ, વખત એવો છે કો'નો ?
વધ્યો આજતો દ્વેષ, નથી એવું'રે પાણી;
નથી મમત અભિમાન, લક્ષ્મિ તાણે છે જાણી. ૨૩
પળે પરાયા [1]આજ, તેનિ વિદ્વતા સાચી;
રે'છે નાગર દૂર, ઠરે છે બુદ્ધિ કાચી.
[2]પરભાણે દેખાય, આંખથી મ્હોટો લાડુ;
જ્ઞાતિ તણું નહિં જ્ઞાન, બીજાનું ગમશે ચાડું. ૨૪
રે નાગર [3]શ્રીમંત, સુખદ છો જે અધિકારી;
કેમ ન આપો મદદ આજ છે શક્તિ સારી.
નાખો પડ છે વાત, જણાશેતો તો બુદ્ધિ;
નથી દ્વારિકાં છાપ, થયું શું જો છે [4]શુદ્ધિ. ૨૫

---

૧ હાલમાં જ્ઞાતિ અભિમાન એ ઘણા પુરૂષોને પસંદ નથી પણ જો તેઓ પરજ્ઞાતિના વિદ્વાનોની યુક્તિ અને ગોઠવણુ બારીકાઇથી જોતા હોય કે ઉંડો વિચાર કરતા હોય તો અભિમાન ખોટું છે એવું બોલવાનું રહે નહીં.

૨ "પારકે ભાણે મ્હોટો લાડુ" એ કહેવત મશહુર છે ( મતલબ કે અનુભવ વિના પરાયુ સારૂં લાગે )

૩ જે નાગરો શ્રીમંતછો તે પણ બનતી મદદ આપો તો હરેક રીતે આપી શકાય એટલે કે ગમેતો કરજે પૈસા પણ અપાય. વિદ્યાને ઉતેજન પણ અપાય અને એ વગેરે ઘણે પ્રકારે તમે સુખ દાતા થઇ પડો તેમજ રાજકાજમાં સામેલ રહેનારા નાગરો પણ બીજાઓની આવડ પ્રમાણે ધારેતો ઘણે પ્રકારે જ્ઞાતિને દીપાવી શકે.

૪ અંતઃકરણ સારૂં છે=નિર્મળ છે તો પછી યાત્રા ન થઇ તોપણ શું ? મતલબકે સાધન વિનાના હોયતો અભિમાન રાખી યોગ્યતા પ્રમાણે મદદ આપો.

કાયરતા શું કરો, થયા હિમ્મત વિણભાઇ;
થયું ન જ્ઞાતિ ભલું, ભલે રાજીરો' ખાઇ.
ઉર્યે થાય નહીં કીર્તિ, હોયજો સારૂં સાધન;
છે બહુ સુખનાં દ્વાર, બ્હારથી શોધી લે જન. ૨૬
માગે જે જન મદદ, હોય નહિં શક્તિ ત્યારે;
ચોળા ચોળી કરો, ન આવે દુખનો પારે.
સ્થીતિ ન સારી હોય. કેમ કરી ભદ્ર બને તે,
ઓઠે પરખો તોય, ન નાગર હારી જશે તે. ૨૭
ગયું જ્ઞાતિ અભિમાન, તેથી લાગે છે કાચું;
એથિજ ફરતા ફરે. થયું છે જુઠું સાચું.
નથી પડી કંઇ ખોટ, ઘણા છે બુદ્ધિ સાગર;
છે ભારતિનો ભાવ, નકામા ગણો ન નાગર. ૨૮
હજી કલમ છે એજ, જીવેછે નાગર લાયક;
નથી મુત્સદ્દી મુઆ, હશે કઇ પડયા લડાયક.
થયા નથી હળ ખેડુ, રાજ્ય ચલવે એવા છે;
ભલે ભુલાવો ખાવ, હજી તાજા મેવા છે. ૨૯
ભાવનગર ના ભુલ્યું, ભાવ એનો હું વખાણું;
ધન્ય જ્ઞાતિ અભિમાન, આજ નાગરનુ જાણું.
કામકાજને સારૂ, હોય ખટપટ[1] સાધારણ;
અભિમાન નવ જાય, જાય નહિં મનથી સગપણ. ૩૦
વડનગરાનો ટેક, નોકરોથી દેખાએ;
સર્વ પોતિકુ ન્હાય. ભલુ તે કેમ ભુલાએ.

---

૧ સ્વાર્થને માટે જોકે ખટપટતો હોય પરંતુ આજે ભાવનગરના નાગરો જ્ઞાતિ અભિમાનમાં ઉપલી પંક્તિએછે; તેઓ એકંદરે સગપણ અને સ્વજ્ઞાતિનો વિચાર કદીપણ વિસરતા નથી અને એ સ્તુતી પાત્ર ગુણને લીધેજ તેઓ પોતાની મહત્તા ટકાવી રહ્યાછે.

કદર કરેછે ભૂપ, નથી ભૂમાટો લેશે;
દિવાનને સાબાશ, નથી જ્ઞાતિ પર દ્વેષે. ૩૧
જૂનાગઢિનું જોર, મટયું શું કે'વું પડશે;
કો'ને દેવો દોષ, દિનતો ચઢશે પડશે.
ગોકળજીને[૧] ધન્ય, ટકાવી ભલી નવાબી;
પડયાં પાન સૌ હેઠ, ભાગીરે હાય રકાબી[૨]. ૩૨
શું નથિ નાગર યોગ્ય, પછી અભિમાન ગયુંછે;
ખોયુંછે પદ કેમ, નવાઇ જેવું થયુંછે.
નથી ટેકને પાણી, થાયછે નક્કીં એવું;
તેમ નથી વિદ્વાન, પાયરી લેવા જેવું. ૩૩
જેને નહિં અભિમાન, જ્ઞાતિનું ભુડું તાકે;
કરે નહીં ઉપકાર, અન્ન બદલે ધુળ ફાકે.
ભર્યું પેટ પોતાંકું, પશુવત તેને ગણવા;
ભલુંન કોનુ કરે, કેમ નાગર નર ભણવા. ૩૪
નાગર તે કે'વાય, સુખઆપી સુખ માણે,
એ જ્ઞાતિ અભિમાન, જુએ પ્હેલું નિજ ભાણે[૩].
રે! નાગરછો નરમ, ગયું ક્યાં તેજ તમારૂ?
કેમ બાવરા બન્યા, ગણ્યું ક્યમ પરનું સારૂં. ૩૫
સૂતા કેમ શ્રીમંત, સુબા પળ આજ તમારી?

---

૧ વિદ્વાન ગોકળજી ઝાલા જે વડનગરા નાગર હતા તે અને તે પહેલાં થયેલા મુત્સદ્દી નાગરો જેણે રાજની લગામ હાથમાં રાખી નવાબી દીપાવી હતી તેમને સાબાશછે.

૨ નવાબના મુખને લાલ રાખનાર પાન=નાગરોતે ગોકળજી રૂપી રકાબી=જેમાં નાગરો સુખેથી રહી શોભતા હતા તે અરે શાને ભાગી=ગોકુલજી શાને મુઆ કે નાગરો હેઠા પડયા. ?

૩ પોતાનું પ્હેલું સંભાળે.

જાગો જગવો દિવસ, હાકમીતોતો સારી.
નહિતો કો'ને પાડ, ભલેરો' ખુશી ખાઈ;
જનમ્યા તેવા જાવ, ભલેકે' બીજા ભાઇ. ૩૬
પાક્યા પાણી વીના, તેમણે કરી ખુવારી;
હાથે હરવ્યા હાય, બન્યા કયમ ના ઉપકારી?
આવે કો સુખ સારૂ, ખાંપણો નાંખો કાઢી;
સ્થિતિ વિચારી પ્રથમ, આપદા નાંખો વાઢી. ૩૭
કરો જ્ઞાનની કદર, છટાની પરખો વાણી;
વિના કર્યે વિચાર, અન્ય શું વર્ણું વખાણી.
હોય કુવામાં[1] પાણી, હવાડામાંનો આવે;
કે'વત એ શીદ હોત, ટેક ના ખોટા કહાવે. ૩૮
જ્ઞાતિના અભિમાની, ટેકી બળવંત હજીછે;
નાગર નામે ન્હાય, સદા સુખમાં મરજીછે.
શુદ્ધ ટેકના હોય, કદરિ જ્યાં સત્તા વાળા;
સમય ચુકેતે કેમ, શમાવે દુખની જવાળા. ૩૯
પ્રથમ જ્ઞાતિ અભિમાન, જ્ઞાતિને ટેક ધરે છે;
ઉદય ચણું એ પ્રથમ, ધર્યાથી પડતિ મટે છે.
વિના જ્ઞાતિ અભિમાન, દેશનું ક્યાંથી આવે?

---

૧ "કુવામાં હોયતો હવાડામાં આવે" એ કહેવત જો એકલ પેટાના જેવું કરવાને હોયતો કહેવામાં આવે નહીં પણ એની મતલબ એ છેકે એકનું સારૂ હોયતો તેથી બીજાને પણ કાંઇક લાભ થાય=તે બીજાનું ભલુંપણ કરી શકે અને જ્યારે કુવામાંજ કાંકરાકે રેતીજ દેખાતી હોય ત્યારે હવાડાને પાણીનાં દર્શન ક્યાંથી=બીજાઓને સુખ પામવાનો શો સંભવ? અર્થાત નિર્બળ માણસ શું કરી શકે? માટે ઉપરની કહેવત પરોપકારી માટેછે અને ઉપકાર, જ્ઞાતિ અભિમાન કે ટેક જેગણેત સાચુંજછે.

દેશ ટેક નવ હોય, સૃષ્ટિ આ ક્યાંથિ દીપાવે? ૪૦
પ્રથમ શિખ્યા નહિં આંક. અંકમાં છે અંધારૂં;
હિસાબ કો' ક્યમ થાય, ટેકતો સુખનું બારૂ.
ધર્યો નાગરે ટેક, આજ પરજનમાં માઝા,
ઠર્યા ટેકથી ઉંચ, હતા અભિમાને તાજા. ૪૧
ગઇ આજ એ વાત, જડયું નહિં પગલું પ્હેલું;
તરે કેમ કરી દેશ? ગણો ડાહ્યું કે ઘેલું.
કો'ને નથિ અભિમાન, નથી તો ક્યાંછે ચઢતી;
વખત વિચારો વીર! સમય છે હણુવા પડતી. ૪૨
નથી હોંસ ત્યાં સમય, સમય ત્યાં છે સહુ સરખું;
જ્યમ [1]કામનિ ને કંથ, જોડીથી શુદ્ધ ન હરખ્યું.
હાલત આવી જોઇ, સૂર્યનો અસ્ત નિહાળી;
ઉભરા નીકળે બ્હાર, શકાતા નથિ તે ખાળી. ૪૩
વડનગરા નાગરો, દીઠી મેં બહુ બહુ ખામી;
ગજવી તેથી ગીરા; સમજશો નથી નકામી.
કીધો કંઇ ઉપદેશ, હિત માટે નાગરને;
લેવો સર્વે સાર, બહુ ઉપયોગી પરને. ૪૪
રાખો ચઢતી થવા, મમત જ્ઞાતિનો ભારે;
જેનું જેવું ગજું, તેમ તે આવો વ્હારે.
લજવાશે ધરિ લાજ, થશે નહિ સામો નાગર;
બીજાને શી બ્હીક. જાળવે તેનીજ [2]અવસર. ૪૫

---

૧ પુરૂષના યોગ્ય પત્નિ નહીં અને પત્નિ યોગ્ય પુરૂષ નહીં એ અપુર્ણતા જેમ ઘણા વખતથી જોવામાં આવે છે તેવીજ રીતે ભલું કરવાની ઇચ્છાવાળા પુરૂષોની સ્થીતિ સારી હોતી નથી અને તેવી સ્થિતિવાળા પુરૂષોથી કાંઇજ થઇ શકતું નથી એવું પણ દેખાય છે ખરૂં; પછી એનું ખરૂં કારણ ગમે તે હો. ૨ પેહેલું પોતાનું સાચવશે

થશે સાચી મુજ વાત, અનુભવ જ્યારે પડશે;
હાલ [1]હસી લ્યો વીર, હસેલું આગળ નડશે.
વિષય વર્ણવ્યો જેહ, જ્ઞાતિ અભિમાન લખીને;
સર્વ જ્ઞાતિમાં શ્રેષ્ટ, ગણ્યો સુખ કર પરખીને. ૪૬
અવિચાર્યું કંઇ હોય, ટેકથી અત્ર કથાયું;
કરો જ્ઞાતિ જન માફ હિત ધારી છે ગાયું.
વિનતી વારંવાર, કરોને કીર્તિ તાજી;
ધરો શુદ્ધ જે ટેક, કહે જેઠમ લાલાજી. ૪૭

## પરજ્ઞાતિનો પડછો.

### ૫૯

**"નાથ કૈસેં ગજકો બંધ છોડાયો"**——એ રાગ.

ધરો પરજ્ઞાતિનો પડછો સુધારે;
કેઇ શ્રેષ્ટ થઇ પડિ ભારે——ધરો. ટેક૦
બ્રાહ્મણ વર્ણમાં ઉત્તમ આપણ, નાગર સર્વ વખારે;
એ ખટમાં વડનગરા ગણાયા, ન્હોતા અધર્મી લગારે–ધરો. ૧
ઉદ્યમ, હિમ્મત, શૂર કળામાં, સંપે હતા પુર્ણ ત્યારે;
કલમ અમલ તે નિજ પિતાનો, આજ પડયોછે વિસારે–ધ. ૨
આપણું જ્ઞાન ગયું મૂળ તજીને, ખાલી આ ખોખાં વખારે;
સર્વ રીતિમાં થાય છે હાંસી, હાંસી હતી કહો કયારે–ધરો. ૩
આળસમાં ઉંધી હાથે બિગાડયું, કાઢયો [2]નરળનો શુમારે;

---

(બીજાનું ખોટું કરીને પણ) [1] મ્હારૂં કહેણ ગાંડું કે ઘેલું વિચાર વિનાનું લાગેતો ભલે એકવાર હસો.

[2] રળનો=કમાઇનો=પેદાશનો ("રળ" એ શબ્દ ઘણી વખતે વપરાય છે)

[1]મ્હોટાઇ માટે મમત કરી ભાઇ, મૂકયાં વતન ઘરબારે–ધ. ૪
દાબ રહ્યો નહીં ભાર ન કોનો, કોને કહો કોણ ડારે;
દ્વેષ વધ્યો ન થયા કોઇ ભેગા, કીધો ન દુખનો વિચારે ધ. ૫
[2]કોને કહો કોણ શિક્ષા શકે દઇ, સદગુણ શા જોઇ વારે;
ધર્મ અધર્મનો મર્મ ન જાણ્યો, હાની થઇ ભાઇ ભારે–ધ. ૬
અન્ય જ્ઞાતિમાં થઇ રીત ચોકસ, આશા હતી નહીં [3]કયારે;
આશ હમેશથીસુખમાં ઠર્યાની,અનીતિવધી જુઓત્યારે–ધ.૭
કેળવણીમાં પડયા સહુ પાછળ, કુશળ નહીં વ્યવહારે[4];
શુદ્રનીઆગળકે'વું પડેછે,"આશ્રય[5]આપનોમ્હારે"–ધરો૦ ૮
હુન્નરમાં પણ હારી ગયા નર, જીતીછે વર્ણ અઢારે;
બંધનરૂઢિ રૂપીએબંધાયા, દાબ્યાનાગર નિજનારે[6]-ધરો ૯
રીત વિવાહની પ્હેલી વિચારો, સુખ ઉંધે પરવારે[7];

---

૧ જમણવારો અને કરાવરા સારા કરવાથીજ મ્હોટાઇ મળે છે એવા ઉંધા વિચારથી અને ખોટા મમતથી વતન અને ઘરબાર ઘરેણે મુકયાં અથવા સર્વ વેચી દીધું

૨ પોતામાંજ દોષ હોય એટલે કોને શિખામણ દેઈ શકે અને દેવા જાયતો કોઇ માને નહીં.

૩ કયારે=કદીપણ. (મતલબ કે બીજી જ્ઞાતિમાં સુધારો થશે એવી કદી પણ આશા નહોતી અને જેની હતી એવી નાગરી ન્યાત તેમાં અનીતિ વધી પડી)

૪ વ્હેવારમાં=સંસાર વ્યવહારમાં કુશળ નથી=સંસાર સારી રીતે ચલાવવા શું કરવું તેની ખબર નથી.

૫ કેળવણીમાં જ્યારે પાછા પડયા અને બીજી ઘણીં ખરી બાબતમાં જ્યારે કુધારો રહ્યો ત્યારેજ હલકી વર્ણના માણસોની તાબેદારી કરવી પડેછેકની?

૬ નાગરો મુત્સદ્દી પણાથી ભલે ને મ્હોટા કારભાર કરે પણ સ્ત્રીઓના દબાણથી ઘરમાં કશોએ કારભાર ચાલતો નથી. ૭ પરવારે=જતું રહે (ફલાણાનું પરવાર્યું=જતું

દુઃખખમી કરલમણે ધરેશું, ભેગામળો હવે પ્યારે–ધ. ૧૦
સર્વ મળી કરથી કર કાપો, નડરો રૂઢિથી લગારે;
સામા થઇ સહૂ બંધન તોડો, છોદુખી જુને વિચારે–ધ. ૧૧
કણબી. વણિક ખેડાવાળે[1] વિચાર્યું, આપદ આવી વધારે;
મુત્સદ્દીઓ કેમમંદીર પેઠા, કયમ નાડરો ખર્ચમારે–ધ. ૧૨
પ્હોચી શકાય ઘટે નહીં પુંજી, એવું કરો ઠિક ત્યારે;
ખાવું[2] અને ખવડાવવું થોડું, જોપડતું હોય ભારે–ધ. ૧૩
શક્તિ વિચારી જથા બહુ બાંધ્યા, વ્યવહાર જેનેઉચ્ચારે;
અન્ય જ્ઞાતિનો પડછો જુઓએ, એવું કરોને કરારે–ધ. ૧૪
શક્તિ પ્રમાણેજ આપવું* લેવું, કરનું નબંધન ક્યારે;
કરજ$નથીઅન્યજ્ઞાતિએકાઢ્યું, પોતિકું સહુએવિચારે–ધ. ૧૫

---

રહ્યું. એમ પણ કહેવાયછે.) ૧ બાજ ખેડાવાળની જ્ઞાતિમાં કેટલોક સુધારો થયો તેમ વાણીઆ અને લેઉઆ કણબીઓએ પણ પોતાની જ્ઞાતિમાં સુધારો કરવા માંડયોછે.

૨ ખેડાવાળની જ્ઞાતિમાં જ્યાં દસ પંદરથી વધારે ઘર હોયછે ત્યાં પ્હોચી શકાય એવો ટુંકો વ્યવહાર રાખેછે જેને "સંભા કહેછે" અને એને લીધે તેઓ ખરચે ઘસાતા નથી તેમ દરેક ન્યાતમાં એવો વ્યવહાર હોયછે ત્યારે જો નજરમાં આવેતો વધારે વસ્તિ વાળા ગામોમાં એવો વ્યવહાર રાખ્યો હોયતો શી હરકત? આપણે ઘણી વાર જેવાં સગાં કરીએ છીએ તેવીજ રીતે.

* બીજી બધી જ્ઞાતિયોમાં સામા સામી આપવા લેવાની રીત ભાત શક્તિ પ્રમાણેજ હોયછે એટલેકે કોઇપણ પ્રકારનું બંધન હોતું નથી તેમજ ગોરને એટલુંજ આપવું કે દક્ષણા આટલીજ વ્હેંચવી અને આ કર્યા વિનાતો નજ ચાલે એવું પણ નથી.

$ બીજી જ્ઞાતિના જેમ કોઇનું કરજ કાઢ્યું હોય અને ઓશિઆળા રહે તેમ રહેતા નથી.

પંચ[1]મળે પર જ્ઞાતિ જુઓ સહુ, હરકત આવશે જ્યારે;
નાગરની નથી ઊંધ ઉડેલી, શું કહીએ વાર વારે—ધ. ૧૬
વધરા વધ્યા મેળ નરહ્યો સગામાં, સંપી નખાધું લગારે;
હરકત આપણીહાથથીઆણી, ખાલીભરાઇનેખારે—ધ. ૧૭
વ્યવહારનો નથી કરતા સુધારો, કરવાને આડ વધારે;
[2]બંધન તોડવા યત્નકરેકો, દુખ અણુસમજુ દેભારે—ધ. ૧૮
પટલ[3] બને બહુ બોલા બકીને, ધા નીજ પગ માંહિ ગારે;
આગળનું સુખ જોતા નથીતે, ચઢતા નથી પંથ સારે—ધ. ૧૯
વિનતિ કરૂં કાંઇ કરવા સુધારો, વિનતિ નનાંખો વિસારે;
એકસ્થળે મળી કાઢોકુધારો, નહિંતો નદુઃખનોપારે—ધ. ૨૦
સમજણ પડવા નયન બેઉધડવા, પડછો દિધો પૂણે પ્યારે;
જેઠમ ભાષણ ભાખિયું જેવી, દીધી મતિ કિરતારે—ધ. ૨૧

## દુર્જન ચર્ચાનો અગાઉથી તર્ક.

### પદ—રાગ—કાફી

કોઇ નિંદે સ્તવે કોઇ મ્હારા જ્ઞાતિ ભાઇ, કોઇ૦ ટેક૦

---

૧ જ્ઞાતિના પાંચકે વધારે માણસો ભેગા મળે તે પંચ કહેવાયછે તેમજ ગમેતે જ્ઞાતિનાને પણ પંચ કહેછે; કહેવાની મતલબ એ છેકે ન્યાત સબંધી કાંઇ તકરાર હોયકે કોઇ બાબતમાં સુધારો કરવો હોયતો લાગલાજ બીજી ન્યાતના ઓ ભેગા મળીને વિચાર કરેછે અને પછી એક ચોકસ વાત ઠરાવેછે તેમ નાગરો કોઇપણ બાબતનો ખ્યાલ પાયમાલીનો વખત આવ્યોછે છતાં કરતા નથી.

૨ કોઇ પરોપકારી પુરૂષ ન્યાતના વગર વિચારના બોલ સાંખીકે હરકત માથે લેઇ સુધારો કરવા આગળ પડવાનું કરેછે તો આરંભમાંજ તેને અટકાવેછે એટલુંજ નહીં પણ તેને દુઃખ દેવા ઉભા થાયછે. ૩ ન્યાતના આગેવાન થવાનું કરી પોતાનુંજ સુખ અટકાવેછે.

કેમ રીઝાવી શકું હું બધાંને, જ્યાં ભુંડી રીત ભરાઇ;
જુદા વિષય હોય ક્યાંથી ગળ્યું સહુ, વૈદ્ય ન આપે મિઠાઇ;
મૂળ સુખનું [1]કડવાઇ——————————કોઇ૦ ૧
સ્તવને સુખી નથી, દુખી ના વગોણે. ઉર્મિ હતી ઉભરાઇ;
એક વિચારજ જ્ઞાતિ તર્યાનો, દ્વેષની વાત ન સ્હાઇ;
નથી મનમાં ઠકરાઇ——————————કોઇ૦ ૨
આહો સુધારો થવા શીખ દીધી તે થકી લાગે [2]નવાઇ;
અંતર બળશે કુધારા સાથિનું. અગ્નિ સળગશે ફુંકાઇ;
રિસાશે કરે [3]પટલાઇ——————————કોઇ૦ ૩
*ભાનુ ઉદયથી કુમુદિની ને શું, ચંદ્રે કમળરે' મિચાઇ;
ઘુવડ દિવસથી કહો કેમ રીઝે, ખરના જીવે ગળ્યું ખાઇ;
રીઝાવિયે બધિરને ગાઇ?——————————કોઇ૦ ૪
વસ્તુ એક સહુને પ્રિય લાગે, શ્રમ ના થયો તેમ ભાઇ;
સત્ય અસત્યમાં સત્ય વખાણ્યું, ભુંડા શકો' કે ભલાઇ;

---

૧ કડવાશ ૨ આશ્ચર્ય જેવું લાગે કે આ વળી શું કહેછે
૩ જે જુના વિચારના અને ટુંકી નજરના માણસો ન્યાતના આગેવાન થઇને પટલાઇ કરતા હશે તેવાઓને મ્હારા કથનથી રીસ ચઢશે; કારણ કે જ્ઞાતિનું ભલું ન ઇચ્છનાર પણ નકામાં મ્હોટાઇ લેનાર અભિમાની અને જુઠાં વખાણથી રીઝનારા. પોતાના પગમાંજ કુહાડો મારનારા પુરૂષોને મેં વખોડયા છે.

* સુર્યોદયથી સર્વ કોઇને આનંદ છે, પણ કુમુદિની ને તેમજ ઘુવડનેતો તેમાંનું કાંઇજ નથી. ચંદ્રના પ્રકાશથી ( ચાંદનીથી ) આપણ સર્વને આનંદ છે પણ કમળને કાંઇ જ નથી બ્હેરા આગળ ગમે એવા મધુર રાગથી ગાયન કીધું હોય તોપણ તે ઉપયોગનું નથી તેમ ટુંકામાં જેનું જેને કામ નથી અથવા જેથી જે ખુશી થતુ નથી તેથી તેને સર્વ સરખુંજ છે એટલુંજ નહીં પણ તેમને તો અપ્રિય વસ્તુ કે ખપ વિનાનું વિષ સમાનજ છે.

[1]ખુશામત ખોટી પરાઇ——————————કોઇ૦ ૫
[2]મતલબીને પ્રિય ચાલતો ધારો, જેની વળી હઠિલાઇ;
ઘરડાં જનો મત વૃદ્ધનો હાકે, [3]શ્રીમંતને નવ કાંઇ;
ભલે દીન મરતા કુટાઇ——————————કોઇ૦ ૬
આવિ પડે દુઃખ તેજ ઉથામે, રે' દુઃખમાં ગરકાઇ;
વંઝા પ્રસવની પિડા નવ જાણે. થાય તે શિદ રશ્રવાઇ;
ફિકર શી છે જેને કમાઇ——————————કોઇ૦ ૭
ભુંડો થઇશ હું બ્રાહ્મણને મન, કે'શે શી કીધી વડાઇ;
ન્યાય કરે શીદ મતલબ આગળ, બેસશે નાગર [4]ન્હાઇ;
ખુશી રહો આપણ ખાઇ——————————કોઇ૦ ૮
કથશે કમાવા ન [5]શક્તિ જરાએ. પાસે નહીં હોય પાઇ;

---

૧ કેટલાક પુરૂષ સામા માણસને સારૂં મનવીને પોતાનું કામ કાઢી લેવા કે તેની કૃપા મેળવવા ખોટી ખુશામત કરી તેનાં વખાણ કરતા હશે પણ એવી ખુશામત કરવી એ ખોટું છે ( મતલબ એ છે કે સત્ય અને અસત્ય તેમાં સત્યજ તરનાર છે માટે મેં સાચી વાતની દરકાર રાખી છે=મ્હારા કહ્યાથી કોઇને ભલું લાગો કે ભુંડું લાગો પણ તેનો મેં હર્ષ શોક રાખ્યો નથી પણ માત્ર સ્વજ્ઞાતિના હિતાર્થેજ આશ્રમ કર્યો છે. )

૨ મતલબી માણસને=જેને એ પૈસા ગમે તેમ કરીને પણ મેળવવા છે અથવા ખાઇ પીને ફરતા ફરવું છે એવાને તેમજ તેજ દ્વેષી અને મિથ્યા અભિમાની કે હઠીલાને અને ઘરડાં માણસો જેઓ તેમના પણ પુર્વજોનો મત ખરો કહે છે અને તે ડાહ્યુંજ કરતા એમ કહે છે એવાં પુરૂષો અને સ્ત્રીઓનેજ ચાલતો ખેદ કારક ધારો પ્રિય છે.

૩ શ્રીમંતના વિચાર ગમેતો સારા હોય પણ તેમનેતો પૈસાની કેફમાં ગરીબની ગરજજ નથી; તે એમ ધારેછેકે લાગ્યું તે ભોગવશે. ૪ નવરા થઇને=ઘરબાર મુકીને.

૫ કમાવાની શક્તિ ઘટી ત્યારે સુધારો કરવા બેઠા છે

વૈરી વરો ભાઇ કોને ન મૂકે, કરવા બેઠા સુધરાઇ;
રકમ એક આપણી રહાઇ——————————કોઇ૦ ૯

વૃદ્ધ જનોને નહીં પ્રિય લાગે, કાળો તરીઆ[1] વધાઇ;
અમળ ચિત્ત નવ નથિ દીર્ઘ દૃષ્ટિ, સુખની છે વેલ સુકાઇ;
ગમે તેમ નીંદશે ભાઇ ——————————કોઇ૦ ૧૦

સ્ત્રીનું દબાણ મેં ખૂબ વખોડયું, જાશે સ્ત્રીઓતો સુકાઇ[2];
સમજુ નારિ મુજ મર્મ વિચારી, થાશે ખુશી પદ ગાઇ;
જશે કોઇતો ખીજવાઇ——————————કોઇ૦ ૧૧

કુસંપિયો કળ કળશે કવિતે, દાખવશે દુશ્મનાઇ:
શાક્તને[3] ભુંડો યુવાનને ભુંડો, મદ્યની જ્યાં મિત્રાઇ;
ખીજાય જે જાય ઝલાઇ——————————કોઇ૦ ૧૨

ઉલટા થશેજ વરામાં શ્રીમંતો,[4] ભાટાઇ જેમણે ચ્હાઇ:
જે છે ખુશી ભાઇ ભાઇ કહ્યામાં, જ્ઞાતિમાં લેવી વડાઇ;
હુંથી પરશે તે રિસાઇ——————————કોઇ૦ ૧૩

---

એમ બોલશે.

૧ "સુબોધ સાગર" અને બીજી હિત શિક્ષાએ સુધારો થવાની અને સુર્યોદયની વધામણી છે તોપણ અસલી વિચારના જુવાન અને ઘરડા માણસોને કાળોતરી જેવી લાગશે.

૨ મનમાં બળીને ઓછી થઇ જશે=સુકાઇ જશે.

૩ દેવિ ભક્તોને તેમજ યુવાનોને કે જેઓ હાલમાં મદ્યના સંગી થયા હશે તેમને હું ઝેર જેવો લાગીશ; જોકે ખરી વાતમાં તેઓ મ્હાડેતો નહીંજ કહે પણ ગમેતો તે પદ કે ટુંક વાંચશેજ નહીં યા વાંચશે તો પોતાને લાગુ પડે છે એમ જાણી મ્હારા તરફ દુશ્મનાવટથી જોશે કે મને હરેક રીતે હલકો પાડવા વખોડશે.

૪ શ્રીમંતો તેમજ પૈસા પાસે ન હોય તોપણ નકામી મ્હોટાઇની ઇચ્છા રાખનાર અને ભાટાઇ=જુઠાં વખાણ કરાવનાર પુરૂષો અને સ્ત્રીઓ વરો ન કરવાની બાબતમાં

આડું રખે અધિકારીઓ પાડે, સાચું ગયું ઉચરાઇ;
પછી આપણી હલકાઇ——————કોઇ૦ ૧૪
સત્તાધી શો પર છે અમદાવો,[1] દાવો ગયો અથડાઇ;
વિદ્યા નથી ગઇ, ઝાંખી મમત વિણ, બૂજ થઇ છે પરાઇ;
જ્વાય છે તેથી કથાઇ——————કોઇ૦ ૧૫
વિષય નથી વ્યભિચારનો[2] આમાં, જાય સહૂ સમજાઇ;
દુષ્ટ પુરૂષ નારિ દોષને દેશો, પડશે જે ખોદશે ખાઇ;
કહું નથી મ્હારી દવાઇ——————કોઇ૦ ૧૬
બોલશે[3] કોઇ ફજેતી કરી છે, જ્ઞાતિની કીધી ભવાઇ;

---

મ્હારા સામાં થશે=મને વખોડશે કે પછી સામે મ્હોડે લઢશે. (શ્રીમંતો કરાવરા ઓછા કરે તો તેમની પાછળ સાધારણ સ્થીતિના અને ગરીબ=જેમ તેમ કરીને ઘર ચલાવતા હોય એવા નાગરો દોરાય એવી મતલબની શિખામણ છે તેથી એમ કહેતા ફરશે કે શું ઇશ્વરે અમને આપ્યું છે તે ગમે એમ વાવરીએ નહીં? અમે શું હાથે હાથે ગરીબ થઇએ? આમ બોલી તેઓ પણ વખતે મને કે મારા બોલને વખોડશે.
જ્ઞાતિ તણું અભિમાન વગોવ્યું, મમત નથી મરદાઇ;

૧ અમારો નાગરોનો.

૨ વ્યભિચારનો વિષય દાખલ કરવો એ વિવેકથી ઉલટું અને અયોગ્ય લાગવાથી તે દાખલ કીધો નથી પણ વિચાર કરીને વાંચતાં સમજાય એવું અને શિક્ષા લેવા જેવું છે તોપણ આડા બોલાંને ઉલટું બોલવા તક મળશે; ખેર મ્હારી ક્યાં દવાઇ ફરે છે? હું તો કહેવા માત્ર છું પછી "ખોદે તે પડે."

૩ કોઇ વળી એમ પણ કહેશે કે ભાઇ ત્હારી વાત કોઇ સાંભળતું નથી, અને ત્હારૂં કહેવા જેટલું=અમને શિખામણ દેવા જેટલું ગજું નથી તેમ ત્હારામાં છલકાઇ જાય એટલી છત પણ નથી ત્યારે આ નકામી શીદ ભવાઇ કરી છે?

કથશે કંઇ ભાઈ ત્હારં ગજુંશું, ત્હારી કથા કોણે ન્હાઇ;
શું જાય છતે છલકાઇ——————————કોઇ૦ ૧૭
સંપ[1] કુસંપમાં સંપ રુડો છે, જાય ભલું સમજાઇ;
જાણિયે ગાન વિના બહુ તુંથી; લે દુર તુજ પટલાઇ;
કીધું શીદ ટાયલું ગાઇ——————————કોઇ૦ ૧૮
‡શીખ્યો કવિત આવડયું ના કમાતાં, ધંધો બીજો કરભાઈ;
કરતાં સુધારો નપુત્રને ગણશે, અમથી શીકરવી લઢાઇ;
નહીં ફર જાય ભુસાઇ——————————કોઇ૦ ૧૯
ચાલતું આવ્યું નભે વળિ નભશે, દુખ વેઠિ લેવી ભલાઈ;
*જાનગ રોજ સતો, જસ ક્યાંથી, ફીકર હરીને સહાઇ;
વાવરવા નકરીએ મનાઇ——————————કોઇ૦ ૨૦
બુદ્ધિ પ્રમાણે ભલું ભુંડું વદશે. મેં ક્યમ થાય સવાઇ;
ગ્રંથ ગુંથ્યો જ્ઞાતિ હિત વિચારી, ઘર નજવા §ઘસડાઇ;

---

૧ કોઈ એમ કહેશે કે સંપ અને કુસંપ તેમાં સંપ રૂડો અને ખોટા ખરામાં સત્ય એ સારૂં અને એ વિના બીજું સારૂં તેતો સારૂ અમે જાણીએજ છીએસ્તો ∴માં તે ગાઇ ગાઇને તેં ટાયલું શાને કર્યું? ભાઇ! ત્હારી પટલાઇ વેગળીજ રાખ.

‡ "ભાઇ! કમાતાં આવડયું નહીં ત્યારે નકામું આવું આવું શીખ્યો તે કરતાં બીજો રોજગાર કરનેકે ત્હારૂં ઘર નભે; ત્હારા બડબડાટથી કરાવરા કાંઇ નીકળી જવાના નથી ને તારા ધારવા પ્રમાણે થવાનું નથી, પણ ત્હારા પુત્રનો વિવાહ કોઇ મેળવવા ધારતું હશે તેજ વાત સુધારો કરવા જતાં બિગાડી બેસીશને." આવું પણ બહાર પાછળ કોઇ કહેશે.

* "ભાઇ! જસતો જાનગરોછે ને દુનિઆમાં ખરચ ખુંટણ કરીને ભલાઇ તે અમથી લેવાયછે? આપણે તેવાવરવાની ના કહીનેકે કોઇને મળતું બંધ કરાવીને વહેતી નીકે પગ શીદ દેઇએ? પ્રભુને બધી ફીકરછે." આવું પણ કોઇ કહેશે.

§ 'ઘર નજવા ઘસડાઇ'=ઘર જતું નરહેવા, મતલબકે

સ્થિતિ આજ ચાલૂ [1]વદાઇ———————કોઇ૦ ૨૧
[2]હાટક ઇષ્ટની મ્હેરે મતિઆ, ચઢતીની હોશે ચઢાઈ;
દેખાયછે શુભ ચિન્હ કવે કઈ, જેઠમ હાથ નકાંઇ;
રચ્યું પદ ચઢતીજ મ્હાંઇ———————કોઇ૦ ૨૨

## જ્ઞાતિની ક્ષમા માગવા વિષે.

પદ.

"મ્હેલ મિથ્યા અભિમાન, મનવા,"———એ રાગ.

કોઇન ધરશો દ્વેષ, મુજપર કોઇન ધરશો દ્વેષ———ટેક૦
એ ફરીફરીને વિનતિ મ્હારી, મેંચહ્યું ભુંડું નલેશ-મુજ૦ ૧
ગાન ગૃહસ્થને નાગર તરવા, બ્રાહ્મણને ઉપદેશ—મુજ૦ ૨
જોઇ કુધારો ચિત્ત દુખાયું, રીતિ નલાગી બેશ[3]—મુજ૦ ૩
સાધનકરીઆઆપન્નેસાંપ્યું, રીઝુંજોથાયઉજેશ[4]-મુજ૦ ૪
રાઢનચિનથી કોઇ અરિપણ, કરતોવિચારહમેશ-મુજ૦ ૫
હુંદીનશું કરૂંનાગરનું હિત, શક્તિ વિના કઈ લેશ[5]-મુજ૦ ૬

---

જે અનીતિના ખરચથી નાગરો ઘર ખુવેછે તેમ ન થવા માટે અથવા ગરીબ હાલત ન થઇ જવા માટે.

૧ આજની=હાલની જે સ્થીતિ ચાલેછે તેવદાઈ=કહેવાઇ.

૨ ઈષ્ટદેવ શ્રી હાટકેશ્વર મહાદેવની આપેલી બુદ્ધિ=પ્રેરણાથી આ સર્વ બોલાયુંછે જે બોલવાનું કારણ ચઢતીનાં કાંઇ સુચિન્હ હશે=એમ જણાયછેકે હવે નાગરોની ચઢતી થશે પણ એમાં મ્હારે કાંઇ નથી; કારણ સુધારાની વાત જ્ઞાતિના હાથમાંછે.

૩ બેશ=સારી. ('બેશ' એ નાગરોમાં તેમજ બીજી જ્ઞાતિમાં પણ બોલાયછે.)

૪ ઉજેશ થાય=અજવાળું થાય; મતલબકે સુર્યોદય થાય=ચઢતી થાયતો હું ખુશી થાઉં.

૫ "શક્તિ વિના કઈ લેશ" જરાએ શક્તિ નથી તો હું તે ન્યાતનું શું ભલું કરી શકું?

બારતિએ કહ્યું બીડ઼ હું ભાગું, કે'હરું વિઘ્ન ગણેશ–મુજ૦ ૭
ગ્રંથગુંથ્યોકઇમ્હેરમળ્યાથી, રાખોનઅરિઆવેશ[1]–મુજ૦ ૮
હિત ચહું ભુલ આપ સુધારો, જો કહ્યુંહોય વિશેષ–મુજ૦ ૯
મીઠિનજરથીહેતૂ નિહાળો. શિક્ષા ભોગવવા એશ[2]–મુજ૦ ૧૦
કરશો કદર ગુણગ્રાહક જ્ઞાતિ, આશ્રમ ખાચનટેશ–મુજ૦ ૧૧
જેઠમ કરૂણા જ્ઞાતિનીં ચાહું, રાજીરીઝેરૂપી કેશ–મુજ૦ ૧૨

## * આંધળે બ્હેરૂં કુટાયું.

### રૂચિરા છંદ.

આદ્ય વૈર પાવકને પાણી, આદ્ય વૈર ખર સાકરને;
સુથાર વૈરી કાષ્ટતણો છે, વૈર મુર્ખને નાગરને;
અનળ દારૂને આદ્ય વૈર છે, વૈર સુધાને ને ગરને;
કુસંપ કાતર ને કપડાને, ન બને લેશ ક્ષમા છરને. ૧
આદ્ય વૈર મૂશકને બિલ્લી, નોળ સર્પ ને વૈર ઘણું;
જળકૂકડીને વૈર મત્સશું, લુહારને લોહનું ભણું;
આદ્ય વૈર દાનવ ને સૂરને, મ્લેચ્છ બ્રાહ્મણો નિત્ય લઢે;
નાસ્તિક ને આસ્તિકને ન બને, વાતે દ્વૈત અદ્વૈત ચઢે. ૨

---

૧ ઇષ્ટ દેવની કૃપાથી પોથીતો રચીછે પણ તેથી તમે કાંઇ દુશ્મનાવટ નરાખશો. (ન્યાતને વગોવી એમ ઉલટું ધારી રીસે નાભરાશો.)

૨ આ શિખામણ અથવા પુસ્તક એશ=સુખ ભોગવવાજછે.

* આ "સુબોધસાગર" પ્રકટ કરતા પેહેલાં તેના અગાઉથી ગ્રાહકો થવાને માટે તેમજ જ્ઞાતિના ગૃહસ્થોને જાણ થવા માટે હેન્ડબીલો યાને વિનતી પત્રો જાહેરમાં મુક્યાં હતાં ( બહાર ગામ ખાતે મોકલ્યાં હતાં ) એજ સંબંધમાં પેટલાદ મુકામે કોઇ લગ્ન પ્રસંગે મ્હારૂં જવું થયું હતું ત્યારે તારીખ ૧૬–૫–૮૯ એ હેન્ડબીલો વ્હેંચીને જા-

પવિત્રને પાખંડી સામા, દુર્ગુણીને સદ્ગુણી જુદા;
સત્ય જુઠ નીતિને અનીતી, બને નહીં ભાળો મુદા;
બને નહીં ગુણકાને સતિને, જુદા વસે જોગિને જતી;
મુર્ખ જ્ઞાનિને સંપ રહે ક્યમ, મળતી આવે નહીં મતી. ૩
સંસારી સાધુને બને ક્યમ, કાયરથી સામા શૂરા;
પુણ્ય પાપ ધર્મીને અધર્મી, દુશ્મન સામા ના પુરા;
કુસંપ સંપ થકીરે' જુદો, જુદા કૃપણ દાતાર ફરે;
દયા ક્રુરતા વસે ન ભેગાં, શાવટ ચોરિ ન સ્નેહ કરે. ૪
પાકી દુશ્મનતા બાંધીને, ફરે કુધારો મુછ મરડી;
શાંત પડયો છે હાલ સુધારો, મમતે નાગર જ્ઞાતિ ચઢી;

---

ણ કરવા કરતાં જાહેર જગોએ ચ્હોડવા માટે મને વધારે ઠીક લાગવાથી ન્યાત જમવા ભેગી મળે તે વખત પેહેલાં હેન્ડબીલો ન્યાત બેસવાને ઠેકાણે તેમજ હમેશની વૃદ્ધ જનોની બેસવાની બેઠક આગળ ચ્હોડવામાં આવ્યાં હતાં મ્હારો હેતુ સમજુ માણસો તેમજ નવીન ખબર વાંચવાની હાંસવાળાતો સમજી શક્યા પણ " બાપના કુવામાં ડુબી મરવું " ઇચ્છનારા જુના ચાલને વળગી રહેનાર અમુકજ માણસ કોઇપણ રીતે તપાસ કીધા વિના અને આ વિજ્ઞાપના ચ્હોડનારનો હેતુ સમજ્યા વિના મન ગમતું ભાષણ કરવા લાગ્યા જે મ્હારા કાને કાન સાંભળવામાં આવ્યું. ( તેમનું કહેવું એમ હતું કે મ્હોટાં મ્હોટાં જાહેરનામાં ચોઢીને વિલાયત ગયેલા નાગરને ન્યાતમાં લેવડાવવાની મેહેનત કરેછે મ ટે " આજ કાલનો જોગી ને ઢીંચણ સમી જટા " તેનાથી શું અમે ડરીને તેને ન્યાતમાં લેઈશું વગેરે બોલ્યા હતા ) બીજે દીવસે ઇંદ્રપુરીમાં ( નાગરોની ધર્મશાળા )ચાહા પાણીની મીજલસ માટે જ્યારે ( કાલોલના રા. મહીપતરાય હરીભાઇના આમંત્રણથી ) નાગર ગૃહસ્થો ભેગા મળ્યા હતા ત્યારે મેં ગઇ કાલનો મ્હારો હેતુ કહીને આ ઉપરની કવિતા કહી હતી જેથી નાગરોને સારી અસર થઇને તેથીજ તા. ૧૭-૫-૮૯ એ કમીટી નીમાઇ છે.

અર્થ સમજતા નથી કોઇ જન, કરે વગોણું સંપીને;
શિક્ષાને સમજે છે વિષ સમ, બેસાતું નથિ જંપીને. ૫
અસલ સ્થીતિએ નાગર આવે, ઉદય થાય એવું ધારી;
"સુબોધસાગર" રચવા ધાર્યું, પ્રથમ વિનતિ મેં ઉચ્ચારી;
દેશ વિદેશે વિનતી કીધી, જાહર પત્રોમાં આપી;
અરજ કરી જ્ઞાતિ સુખસારૂ, [1]આગેવાને ઉથાપી. ૬
ખબર થવા જ્ઞાતિને કાલે, વિજ્ઞાપન ચોઢી જ્યારે;
વાંચ્યા વિણ કંઇ વ્હેમ ધરીને, ચઢ્યા નકામા હુંકારે;
તોલ ન કીધો [2]મ્હારિ વૃત્તિનો, ભડક્યા જોઇને ભાઇ;
પ્રથમ પ્રજા [3]શીળીથી ભડકી, ગાઇ ગરબિ બીજે ગાઇ. ૭
પુસ્તક પ્હેલી કરી પરિક્ષા, ગુન્હા વિના ઇનસાફ કર્યો;
અગમ[4] બુદ્ધિએ બળ બહુ કીધું, સૂર્ય પશ્ચિમે આથિ ફર્યો;
ગૃહસ્થ સમજો "નાગર" તે શું, નામ અર્થ શું ધારો છો?
ખાંડ, ગોળ કે ખપની વસ્તૂ, શું ચિતમાં વિચારો છો? ૮

---

૧ આગેવાન=નાત પટેલ થઇને ફરનાર જેને પૈસા ખરચવાનું કારણ નથી અથવા ખરચવા છે તો માત્ર મા કે બાપનું તેરમું વરસી કરવાનાજ કામમાં પણ આગળ ઉપરની જેને ફીકર નથી એવા બે ગરજુ અને વિચાર વિનાના ક્ષુદ્ર નજરના, ડોળ ધાલું નકામી મ્હોટાઈ બ્રાહ્મણોથી લેવાની ઇચ્છા રાખનાર પુરૂષો.

૨ મ્હારો હેતુ શો છે તેનો વિચાર યા તપાસ કીધા વિના ભલતું બોલી પોતાની સમજની કીંમત પોતાનેજ હાથે કરાવી. ૩ બળીયા કાઢવાનો ચાલ નીકળ્યા પેહેલાં પ્રજા બીની હતી.

૪ વિચાર કીધા વિના તેમજ જાણ્યા વિના ગપ મારનાર તેમજ ભલતું બોલનાર બહુ બુદ્ધિવાનને લીધેજ સૂર્યનો અસ્ત થયો છે, મતલબ કે એવા માણસોથીજ નાગરી ન્યાત દુખી થઇ છે.

ચતુર અર્થ નાગરનો કહાવે, હવે વિચારો નર સઘળા;
શાંત થઇને દ્વેષ[1] તજી દ્યો, નવ રે'વા દ્યો બળ અબળા;
કથન હોયજો અધર્મ વસવા, આ હિત હોયજો જ્ઞાતિનું;
થજો દ્વેષિ પણ વિચાર કરીને, કૃત્ય આપણી ખ્યાતિનું ૯
બાંય ચઢાવી બુમો પાડવી, સુખપર જાતે પગ ધરવો;
નથિ લાયક એ ડાહ્યા જનને, તોલ ઘટે પ્હેલાં કરવો;
બંધનમાં હાથે બંધાયા, દુખાય છે દિલ કર[2] જોઇ;
આ કરથી કર કપાય છે વિર, અસલ આબરૂં તો ખોઇ. ૧૦
નથિ બુદ્ધિ મનના ઉભરા છે, ભલે વગોણું કો કરશે;
ડર મૂક્યો દૂષી નિંદાનો, ગુણ માનું જે ચિત્ત ધરશે;
જાણ્યા પ્હેલું કથન કરોના, કરો મદદને જુઓ કૃતિ;
ખોડ હોયતો દાખવજો પાછે, જેઠમની છેલ્લી વિનતી. ૧૧

## *વૃદ્ધોને વિનંતી.

### ચાલ—લાવણી.

"તું કામણ કરીને કયાં જાય નંદલાલ લ્હેરી"—એ રાગ.

---

૧ નાગરો તેજ દૂષી વધારે છે તેથીજ કહેવાનું છે કે એ દ્વેષ મુકી દેવો ઠીક છે.

૨ વેરો=નાત સબંધી જે કરવેરા જેવા થઇ પડયા છે તે (તેરમું અને ત્રપક્ષી છમાસી તથા આંબાગાળા અને વરસી તેમજ સીમંતની ન્યાતો અને ઉપર ઘીનાં બીગાડનાં જમણ તેમજ વિવાહની રીતભાત અને વધી ગયેલા રૂઢીના રીવાજો તથા બ્રાહ્મણોના અબાબ વગેરે જે વિચારી ઘટાવવા લાયક છે. તે)

* ઉપરની કવિતા પેટલાદ મુકામે ચરોતરના વડનગરા નાગર ગૃહસ્થોની સભા રૂઢી સુધારવાની કમીટી નીમવા સારૂ તા. ૧૭-૫-૮૯ એ મેળવી હતી એ પ્રસંગે આગેવાન

સહુ સુણો વૃદ્ધ લાયક જન વિનતી મ્હારી,
દુખ કરો જ્ઞાતિનાં દૂર થાઓ ઉપકારી.——ટેક૦
નથિ નથી કમાણી ખર્ચ વધ્યું છે ભારી,
નથિ નથી ચલણ આપણું સતાવે નારી;
છે થયું રાણિનું રાજ રીત થઇ ન્યારી.
ઉડિ ગયા હાંસથી હોશ જ્ઞાતિ આ હારી;
ફરી જુઓ નજર જાગિને જરા વિચારી—દુખ૦ ૧
નથિ કર્યો અમે અપરાધ તમારો ભાઇ,
નથિ કર્યું વગોણું વાત ભુંડિ નથિ ગાઇ;
કયમ ધર્યો કુહાડો પગે કાપવા ભ્હાઇ,
થઈ દુખી દુઃખ કયમ કરો નથી શું સગાઇ ?
શું છે વંશજ શું વૈર વૃત્તિ શિ તમારી?—દુખ૦ ૨
નથિ ગરજ રાખતા તમે ઉન્નતી સારૂં,
બોલોછો ભલતા બોલ નથી એ સારૂં;
નથિ સમય તણો વિચાર ન ભાષણ પ્યારૂં,
કયમ ધરો તેજનો દ્વેષ ન સુખનું બારૂં;
* કયમ રાખોછો કહો અનીતિ રીતી જ્યારી?—દુખ૦ ૩
ઘરનાં[1] બાળક જુઓ ઘંટીને ચાટે,
ભરપૂર કરો છો અવર જનોને આટે;

---

* વૃદ્ધજનો આ કામમાં અંતઃકરણથી મદદ આપે એ માટે તેજ વખતે રચીને ગાઇ હતી જેથી નાગર ગૃહસ્થોનું વળણ સુધારો કરવા તરફ એકી વખતે થયું હતુ અને કમીટી પણ લાગલીજ સ્થાપન થઇ હતી. ( આ કવિતા હમેશની કમીટીની યાદગીરી રહેવા માટેજ ખાસ દાખલ કરવામાં આવી છે. )

૧ "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાદીઆને આટો" એ કહેવત મશહુર છે.

રે વીર! આપણે ફરિયે કપડે ફાટે,
આ જુઓ સ્ત્રીઓનો ડોળ ઠરિને વાટે;
નથિ કરતા કાંઇ વિચાર વાત વિસારી—દુખ૦ ૪
ક્યમ ચાર પ્રહરનો દિન નકામો ગાળો?
નિત્ય કરો તડાકા જુદા સ્થીતિ ન નિહાળો;
ક્યમ સુખમાં કરો ન મ્હેલ દુઃખને ખાળો?
શિરછત્ર પણું શામાટે આપ ન પાળો?
મ્હોટા[1]બનિને શું ન્યાત નાગરી તારી?—દુખ૦ ૫
વધિ વધી [2]હાંસની રીત કડાં ને કેરી,
રહિ ગયા મરદતો મુંગા મરદ થઇ મેરી;
રે જુઓ દક્ષણા દાબ સ્ત્રીઓ ભંભેરી,
એ વાંક આપણો છીએ આપણે વેરી;

---

૧ મ્હોટા કહેવાયા પણ તમે તમારૂજ સુખ વિચાર્યું? તમે ન્યાતનું શું કર્યું?

૨ વિવાહ મળવાને માટે સ્ત્રીઓની ખટપટ વધારે હોય છે અને તેથી મ્હોં જોણાની રીતભાત તેમજ દર વર્ષે લગ્ન થતા સુધી અપાતી રીત. હોંસને લીધે (પોતાનો પુત્ર કુંવારો ન રહે માટે અથવા એવા અધીરાઇના ટુંકા વિચારને લીધે) ઘણીજ વધારી દીધી છે. જરાક પુત્ર મ્હોટો થઇ જાય યા પોતાની હાલત સાધારણ હોયતો એજ રીતભાતને લીધે લાલચમાં લપટાવવાને અને વ્હેવાણને રાજી કરવા માટે ઘણીક સ્ત્રીઓ આગળ પડી પુરૂષોનું પણ ચાલવા ન દેતાં મન ગમતાં ઘરેણાં કરાવીને કન્યાને આપે છે એથી દિનપર દિન આપણેજ હાથે કુધારો થતો ચાલ્યો છે તેમાં પચીસ ત્રીસ વર્ષનો પુરૂષ કુંવારો રહ્યો હોય તેનો વિવાહ મળ્યો હોય ત્યારે તો હોંસની હદ પણ રહેતી નથી. (આવી હોંસને લીધે દેખાદેખી થવાથી ઘણા વિવાહ ફોક થયા છે અને વિષનાં બીજ રોપાયાં છે તેથી સારી વાત એ છે કે રીતભાત બંધજ કરવી)

ના ઉઠયો ભાઇનો પુત્ર કોઇ હુંકારી——દુખ૦ ૬
નથિ નથી અમારે જરાય મોટમ લેવી,
એ માન સર્વ આપને કીર્તિ પણ તેવી;
આ નથી વાત કઇ હસી કાઢવા જેવી,
ઉઘાડો મનનો મર્મ આશ છે કેવી ?
જો યશ લોભી હો કુરૂઢી નાંખો મારી——દુખ૦ ૭
સુખિ કરો નાગરી નાત કુધારો છોડી,
વાતો કરિ આડા થયે નહીંરે' કોડી;
આ અરજ કરૂં છું જેહ ચિત્તમાં ચ્હોડી,
ના ગણુશો લવરી જોકે બુદ્ધિ થોડી;
મુકી દૂર મમત ને દ્વેષ કરો આભારી——દુખ૦ ૮
મેં કહ્યું સવારે જ્ઞાતિ તણું હિત ધારી,
કઇ થયાં કટાણાં મૂખ રહ્યા વીચારી;
કો કહે કરે છો લવરી બળથી ભારી,
નહીં એમાં નિકળે સાર વલોવે વારી;
રે ! સ્થીતી ચાલતી આ શું તમને પ્યારી ?—દુખ૦ ૯
છે મળ્યાં ચૌદ જે રત્ન વલોવ્યે [૨]પાણી,
નહિ મળે આપણામાં નહિ હોયે પાણી;
કઇ ઉદય થવાની મુખે કહોની વાણી,
જ્ઞાતિની કાયમ રહે અત્ર એંધાણી;

---

૨ પેટલાદમાં કમીટી સ્થાપન થતી વખતે અને બીજા સુધારો થવાના વિચાર કરતી વખતે કેટલાક અણસમજુ પુરૂષોનું બોલવું થયું કે "અમથું પાણી વલોવે છે." તો એ કે'વાનું કે પાણી વલોવ્યાથીજ પેહેલાં ચૌદ રત્ન મળ્યાં છે પણ આપણામાં વલોવવાનું પાણી=મરદાઇ નહીં હોય અને બૈરાંના બોલથી બ્હાવરા બનવાનું હશે ત્યારે તો શો ઉપાય ?

નહીં ચેતોતો ઘર જવાતણી તૈયારી—દુખ૦ ૧૦
સુખ દુખનો કરો વિચાર સરસ ને નરતું,
કે'વાઘો બલતું બલે કોઈ ઉચરતું;
નવ ગણો સુધારે આડી વાત કો કરતું,
ઉન્નતી માટે ડગ આગળ નથિ કો ભરતું;
જેઠમ કે'છે હજી સમય હીંડો વિચારી—દુખ૦ ૧૧



# સુબોધ સાગર

## શુદ્ધિ પત્રક.

| વિષય. | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ઇષ્ટદેવનીઆરાધના | ૩ | ૩ | જાણુ | અજાણુ. |
| સાગર ન્હાવા નાગર નેવિનંતી | ૮ | ૧૪ | બ્હીસો | બ્હીશો. |
| સુધારા સામીઆડ | ૧૪ | ૨૦ | રૂઠેછે | રૂઠયાછે. |
| પડતી પૃશ્નોત્તર | ૧૮ | ૨ | સોધો. | શોધો. |
| ગ્રંથોત્પત્તિ (ટીકા) | ૩૦ | ૨૪ | વ્યશન | વ્યસન. |
| વ્હેલો વિવાહન મેળવવાનું કારણ. | ૪૨ | ૯ | રીતભાન | રીતભાત. |
| વિવાહ પેહેલા વિ- | ૪૬ | ૧ | શ્રષ્ટ | શ્રેષ્ટ. |
| ॥ | ૪૮ | ૨ | રીતભાતનો | રીતભાતતો. |
| વરશોધવાની સમજણ (ટીકા) | ૪૮ | ૧૮ | કોટીમાં | કોઠીમાં |
| ॥ | ૫૨ | ૨૬ | બીજા | બીજો. |
| વિવાહ ફોક ૫૨ | | | | |
| ફોટકાર (ટીકા) | ૫૬ | ૨૧ | સ્થીતિજ | સ્થીતિજરા. |
| ઉગારવાની ઉંધી અક્કલ | ૫૭ | ૪ | સવૈયા. | રૂચિરા. |
| ॥ | ૫૭ | ૧૫ | પ્હેરાવીને | પ્હેરાવી. |
| ॥ (ટીકા) | ૬૦ | ૨૫ | પિતાન | પિતાને. |
| ફેરવવાલાયક રીવાજ | ૬૪ | ૯ | કળહીન | કુળહિન. |

| | | | | |
|---|---|---|---|---|
| ભણુતરમાં કસર | ૬૫ | ૧૩ | તર | નર |
| સ્ત્રી કેળવણી | ૬૫ | ૧૮ | જન | જાન |
| સીમંતની સમજણ (ટીકા) | ૮૩ | ૨૪ | કેટલીક | કેટલી. |
| ઘેનન શણુગારવા વિષે (ટીકા) | ૮૮ | ૨૮ | કરી | કની? |
| મોતની અણીપર માર | ૯૨ | ૧૭ | કરો | કરોછો. |
| તેરમાનો તડાકો | ૯૬ | ૧ | મરોછો | મરાંછાં |
| મુઆની મ્હોંકણુ | ૧૦૪ | ૧૧ | ભંગ | ભંગજો. |
| કેફ નિષેધક | ૧૧૫ | ૬ | વિઠ્ન | વિદ્વાન. |
| વેહેમ વિષે | ૧૧૭ | ૭ | સીજીમાં | શીજીમાં. |
| પદ્માની અગ્નરથાથી અરજી (ટીકા) | ૧૨૮ | ૨૧ | ફેરવતા | ફેરવતો. |
| ॥ (ટીકા) | ૧૩૦ | ૧૯ | ૮૨ | ડર |
| રૂઢિ સુધારવાની શિક્ષા | ૧૪૦ | ૮ | ઓછોં | ઓછાં |
| જ્ઞાતિ અભિમાન. | ૧૫૭ | ૬ | વિદ્વિતા | વિદ્વત્તા. |
| ॥ | ૧૬૦ | ૧૧ | કહાવે | કેહાવે. |
| ॥ | ૧૬૦ | ૧૬ | મરેછે | [illegible]ટેછે. |
| આંધળે બ્હેરૂં કુટયું (ટીકા) | ૧૭૫ | ૨૨ | ઘટાવવા | ઘટાડવા. |

પ્રસ્તાવના

| | | | |
|---|---|---|---|
| આશ્રમ કોને માટે લીધો (અર્પણ પત્રિકા પછી) | ૧૯ | જે | જેને |

## "સુબોધસાગર" ને અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

| પ્રત. | ગ્રાહકનું નામ. | ઠેકાણું |
|---|---|---|
| ૫૦ | દીવાન બહાદુર મણીભાઇ જસભાઇ | વડોદરા |
| ૭ | રા. બા. લાલજીભાઇ પુરૂષોતમરાય | " |
| ૫ | રા. રા. બળવંતરાય દાજીભાઈ મુનશીજી | " |
| ૧ | રા. રા. બાપાભાઇ બાલાજી મજમુંદાર | " |
| ૧ | રા. રા. ઇશ્વરરાય કલ્યાણરાય મુનશી | " |
| ૧ | રા. રા ઇશ્વરરાય દોલતરાય મેહેતા | " |
| ૧ | રા. રા. મોતીભાઇ બાલાજી મજમુંદાર | " |
| ૧ | રા. રા. દલસુખભાઇ અનંતરાય મેહેતા | " |
| ૧ | રા. રા. દોલતરાય બાપુભાઇ મેહેતા | " |
| ૧ | રા. રા. જસભાઇ કાકાભાઇ મેહેતા | " |
| ૧ | રા. રા. કૃષ્ણરાય શંકરલાલ દેસાઇ | " |
| ૧ | રા. રા. ચુનીભાઇ ડાહ્યાભાઈ બક્ષી. | " |
| ૧ | રા. રા. ચીમનરાવ મોતીભાઇ બક્ષી. | " |
| ૧ | રા. રા. પુરૂષોતમરાય કલ્યાણરાય બક્ષી. | " |
| ૧ | રા. રા. ચીમનલાલ બેહેચરભાઇ દેસાઇ | " |
| ૧ | રા. ઝવેરીલાલ ધનસુખરામ ત્રીવેદી | " |
| ૧ | રા. રા. છગનલાલ લક્ષ્મીલાલ દેસાઇ | " |
| ૧ | રા. રા. મુકંદરાય નાનાભાઇ બક્ષી. | " |
| ૧ | રા. રા. છગનરાય ત્રીકમરાય દેસાઇ | " |
| ૫ | રા. રા. મનઃસુખરામ સુર્યરામ ત્રીપાઠી | નડિયાદ. |
| ૧ | રા. રા. દોલતરામ કૃપારામ પંડયા | " |
| ૧ | રા. રા. હરસુખરામ માણેકરામ મુ. | |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. મગનલાલ પ્રેમાનંદ લો. કા. | ,, |
| ૧ | રા. રા. અચાભાઈ વરજભાઈ યાજ્ઞીક. | ,, |
| ૧ | રા. રા. બાપુભાઈ હાજીભાઈ મજમુંદાર | પાદરા. |
| ૧ | રા. રા. મણીભાઈ કલ્યાણરાય દેસાઈ | ,, |
| ૧ | રા. રા. હર્ષદરાય વરજરાય | અમદાવાદ. |
| ૧ | રા. રા. ભગવંતરાય લલુભાઈ | ,, |
| ૧ | રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ | રાધનપુર. |
| ૧ | રા. રા. કૃષ્ણરાય આણંદલાલ દેસાઈ | જોડિયા |
| ૫ | રા. રા. લીલાધરદાસ હરખચંદ બુચ. | વળા. |
| ૧ | રા. રા. ઇચ્છાશંકર કાળીદાસ | કુંડલા. |
| ૨ | રા. રા. અમૃતલાલ માણેકલાલ દેસાઈ | ઠાસરા. |
| ૨ | રા. રા. મણીલાલ અજીતરાય સે. મા. | ,, |
| ૧ | રા. રા. બાઈલાલ નંદલાલ દેસાઈ | ,, |
| ૧ | રા. રા. ભવાનીભાઈ જગુભાઈ દેસાઈ | ,, |
| ૧ | રા. રા. લક્ષ્મીલાલ માધવલાલ દેસાઈ | ,, |
| ૧ | રા. રામદાસ નાગરદાસ મ્યુ. સે. | માતર. |
| ૧ | રા. રા. હીમતલાલ માણેકલાલ દેસાઈ | ખેડા. |
| ૧ | રા. રા. શીવરાય સંતોકરાય દેસાઈ | ,, |
| ૧ | રા. રા. રામગોવીંદ લાલભાઈ પાટીલ | ,, |
| ૧ | રા. રા. પુરૂષોતમરાય કૃષ્ણરાય દેસાઈ | ,, |
| ૧ | રા. રા. ગંગાશંકર મયારામ જોશી. | ,, |
| ૧ | રા. રા. માણેકલાલ હરજીવનદાસ | ,, |
| ૧ | રા. રા. ગોપાળલાલ પરભુલાલ મજમુંદાર | મેહેમદાવાદ |
| ૧ | રા. રા. ઝવેરભાઈ મથુરભાઈ ફૂ. કા. | બોરસદ |
| ૧૦ | રા. રા. રતનલાલ અચરતલાલ દેસાઈ | પેટલાદ. |
| ૨ | રા. રા. માણેકભાઈ જસભાઈ મેહેતા | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ડાહ્યાભાઇ કાળાભાઈ દેસાઇ | પેટલાદ |
| ૧ | રા. રા. દોલતભાઇ છોટાભાઈ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. નાંનાભાઇ છોટાભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. ચંપકલાલ અચરતલાલ મેહેતા | ,, |
| ૧ | રા. રા. રતનલાલ શંકરભાઇ મેહેતા | ,, |
| ૧ | રા. રા. સારાભાઇ લલુભાઇ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. ગોવીંદભાઇ રણછોડભાઈ મુનશી | ,, |
| ૧ | રા. રા. ગણપતભાઇ ઉમીયાશંકર મુનશી | ,, |
| ૧ | રા. રા. જુગલભાઈ દોલતભાઇ મુનશી | ,, |
| ૧ | રા. રા. નંદાભાઇ પરભુભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. મગનભાઇ પરભુભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. સા. મગનભાઇ જગુભાઇ સ. ફો. | ,, |
| ૧ | રા. રા. મનસુખભાઇ રાવજીભાઇ મુનશી | ,, |
| ૧ | રા. રા. રાવજીભાઇ હરીભાઇ મુનશી. | ,, |
| ૧ | રા. રા. છગનલાલ ઝવેરીલાલ મેહેતા | ,, |
| ૧ | રા. રા. જુગલભાઇ કલ્યાણરાય દેસાઈ | ,, |
| ૧ | રા. રા. જસભાઇ બેહેચરભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. જગુભાઇ બેહેચરભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા રા. કનૈયાલાલ મણીભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. બાળાભાઇ બેહેચરભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. મોતીભાઇ રામરાય દેસાઇ | ,, |
| ૧ | રા. રા. રણછોડરાય બાપુજી દેસાઇ | ,, |
| ૧ | રા. રા. ડાહ્યાભાઇ જોઇતાભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. ભગુભાઇ જોઇતાભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. બાજીભાઇ માધુભાઇ દેસાઇ | , |
| ૧ | રા. રા. ગોવીંદલાલ સુંદરલાલ દેસાઇ | ,, |

૧ રા. રા. ભગવાંનલાલ બાપુલાલ દેસાઇ પેટલાદ.
૧ રા. રા. અનંતરાય જેઠાભાઇ મેહેતા ,,
૧ રા. રા. વસંતરાય સુખભાઇ મજમુંદાર ,,
૧ રા. રા. પરભુલાલ જસભાઈ મજમુંદાર ,,
૧ રા. રા. નાંનાભાઈ મુળચંદ દેસાઇ ,,
૧ રા. રા. જસભાઇ ભગુભાઇ દેસાઇ ,,
૧ રા. રા. ગોવીંદરાય જીભાઇ ,,
૧ રા. રા. માંધાભાઇ કુરણાશંકર મેહેતા ,,
૧ રા. રા. સુરજરાય કુરણાશંકર મેહેતા ,,
૧ રા. રા. નગીનભાઇ સંતોકભાઇ દેસાઇ ,,
૧ રા. રા. ગોપાળરાય પ્રાણજીવનદાસ ઠાકોર ,,
૧ રા. રા. ચંપકલાલ મોતીભાઇ દેસાઈ ,,
૧ રા. રા. ચંદુલાલ લક્ષ્મીલાલ દેસાઇ ,,
૧ રા. રા. વસંતરાય વહાલાભાઇ મેહેતા ,,
૧ રા. રા. મટુભાઇ જટાશંકર મજમુંદાર ,,
૧ રા. રા. છોટાભાઇ બટુકલાલ મજમુંદાર ,,
૧ રા. રા. વરજલાલ લક્ષ્મીલાલ દેસાઇ ,,
૧ રા. રા. છોટાભાઇ કૃષ્ણવલભદાસ મેહેતા ,,
૧ રા. રા. વસંતરાય મોતીલાલ મેહેતા ,,
૧ રા. રા. હીમતલાલ મયાચંદ દેસાઇ ,,
૧ રા. રા. મનસુખભાઈ જીજીભાઇ મજમુંદાર ,,
૧ રા. રા. બાબારાવ મયાચંદ દેસાઇ ,,
૧ રા. રા. મણીશંકર પ્રભાશંકર પો. મા. ,,
૧ રા. રા. રતનભાઇ મણીભાઇ ત્રીવેદી. ,,
૧ રા. છોટાલાલ ગુણવંતરામ ત્રીવેદી. ,,
૧ રા. રા. રાવભાઇ દલસુખભાઇ ,,

૧ રા. રા. બટુકલાલ આણંદલાલ દેસાઈ ,,
૨ રા. રા. મણીભાઇ બાલાજી મજમુંદાર કડી.
૧ રા. રા. કુબેરદાસ છગનલાલ પો. મા. ડભોઇ
૧ રા. રા. અનંતરાય ગીરધરલાલ દેસાઇ ,,
૧ રા. રા. રણછોડરાય નરસહીરામ દેસાઇ ,,
૧ રા. રા. પુરૂષોતમરાય પરતાપરાય દેસાઇ ,,
૧ રા. રા. નંદલાલ ગીરધરલાલ મજમુંદાર શીનોર.
૧ રા. રા. બાળકૃષ્ણરાય રણજીતરાય દેસાઇ ,,
૧ રા. રા. દોલતરાય આણંદરાય મજમુંદાર ,,
૧ રા. રા. ભગુભાઈ નારણરાય મજમુંદાર ,,
૧ રા. રા. રાવજીભાઇ માધવલાલ મુનસફ. ,,
૧ રા. રા. જતનલાલ વેણીભાઇ હે. મા. સીધપુર.
૧ રા. રા. જદુરાય દોલતરાય દેસાઇ કાલોલ.
૧ રા. રા. બાબારાય ગુલાબરાય દેસાઇ ,,
૧ રા. રા. હીમતરાય કલ્યાંણરાય દેસાઇ ,,
૧ રા. રા. મુકંદરાય કલ્યાંણરાય દેસાઇ ,,
૧ રા. રા. હીરાલાલ નથુભાઇ દેસાઇ ,,
૧ રા. રા. મટુભાઇ કૃષ્ણરાય દેસાઇ ,,
૧ રા. રા. રતીલાલ મટુભાઇ દેસાઇ ,,
૧ રા. રા. સારાભાઇ સંતોકરાય દેસાઇ ,,
૧ રા. રા. રશીકલાલ અચરતલાલ દેસાઇ ,,
૧ રા. રા. જસવંતરાય નથુભાઇ દેસાઇ ,,
૧ રા. રા. હીમતભાઇ નથુભાઈ દેસાઇ ,,
૧ રા. રા. ભગુભાઈ નથુભાઇ દેસાઇ ,,
૧ રા. રા. ભોળાભાઇ જસભાઇ દેસાઇ ,,
૧ રા. રા. અનંતરાય રામરાય દેસાઇ ,,

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. ગણુપતરાય મહીપતરાય મેહેતા | ,, |
| ૧ | રા. રા. નટવરરાય મુળરાય મેહેતા | ,, |
| ૧ | રા. રા. જગુભાઇ હરીભાઇ દેસાઇ | સંખેડા. |
| ૧ | રા. રા. ભગુભાઇ દાજીભાઇ વહીવટદાર સાહેબ | ,, |
| ૧ | રા. રા. જસવંતરાય બાજીભાઇ | હાલોલ. |
| ૧ | રા. રા. બાપાલાલ ગોપાળલાલ દેસાઈ | ઝઘડીયા. |
| ૧ | રા. રા. ગોપાળભાઇ વરજભાઈ મેહેતા | ખંભાત. |
| ૧ | રા. રા. મનસુખભાઇ વરજભાઇ મેહેતા | ,, |
| ૧ | રા. રા. ગણુપતભાઇ મોતીભાઈ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. માધવરાય લલુભાઇ મેહેતા | ,, |
| ૧ | રા. સા. નારાયણુ લલુભાઈ દેસાઇ | માંડવી. |
| ૧ | રા. રા. પોપટલાલ લલુભાઇ હો. એ. | વીરમગામ. |
| ૧ | રા. આણુંદજી કુબેરજી કમપાઉન્ડર | ,, |
| ૧ | રા. રા. નટવરલાલ ત્રંબકલાલ મ્યુ. સે. | ,, |
| ૧ | રા. રા. ડાહ્યાભાઇ માધવલાલ મજમુંદાર | ,, |
| ૨ | રા. રા. મણીભાઇ હરીભાઇ મુનશી | ગોધરા. |
| ૧ | રા. રા. ભાઉરાવ રણછોડરાય દેસાઇ | ,, |
| ૧ | રા. રા. પુરૂષોતમરાય વસંતરાય દેસાઇ | ,, |
| ૧ | રા. રા. ભોળાભાઇ મોંઘાભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. દોલતરાય મોંઘાભાઈ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. શંકરલાલ ઇશ્વરલાલ દેસાઇ | બનારસ |
| ૨ | રા. સા. સારાભાઇ વહાલાભાઇ મજમુંદાર | સાવલી. |
| ૧ | રા. રા ગણુપતભાઈ જસભાઇ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. મથુરભાઇ ઇશ્વરલાલ મજમુંદાર | મહુધા. |
| ૧ | રા. રા. મણીભાઇ છોટાભાઇ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. જસવંતરાય જેઠાભાઇ મજમુંદાર | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. છબીલરાય જેઠાભાઇ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. રણછોડભાઇ હીરાલાલ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. જોઇતાભાઈ અંબાલાલ મજમુંદાર | ,, |
| ૧ | રા. રા. મણીલાલ ભાઇલાલ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. પ્રાગભાઇ જયશીંગભાઇ અમીન | ,, |
| ૧ | રા. રા. ધનજીભાઇ ઘેલાભાઇ સબરજીસ્ટાર | ,, |
| ૧ | રા. રા. ભાઇજીભાઇ બાપુજી પો. મા. | ,, |
| ૧ | રા. રા. જેઠાલાલ આશારામ મુ. મા. | ,, |
| ૧ | રા. રા. દેવશંકર ભાઇશંકર | વાંકાનેર. |
| ૨૫ | દેસાઇ પરભુલાલ મુળચંદ પો. સુ. | ભુજ. |
| ૨ | રા. રા. માણેકલાલ અંબાશંકર | ,, |
| ૨ | રા. રા. દુલેરાય ત્રીકમદાસ વહોરા. | ,, |
| ૧ | રા. રા. મુગટ રામજી ધોળકીયા. | ,, |
| ૧ | રા. રા. ચત્રુભુજ રેવાશંકર વૈદ્ય | ,, |
| ૧ | રા. રા. માણેકલાલ લક્ષ્મીદાસ | ,, |
| ૧ | રા. રા. દુર્ગાશંકર વજેશંકર મેહેતા | ,, |
| ૧ | રા. રા. રેવાશંકર લક્ષ્મીશંકર | ,, |
| ૧ | રા. રા. હરીલાલ પ્રાણજીવન | ,, |
| ૧ | રા. રા. નિર્ભયશંકર કેસવજી છાંયા | ,, |
| ૧ | રા. ચીંતામણી સુરારજી ધોળકીયા | ,, |
| ૧૦ | રા. રા. વરજરાય સંતોકરાય દેસાઇ ડે. એ. ઇ. | મુંબાઇ |
| ૧ | રા. રા. વીરપ્રસાદ તાપીપ્રસાદ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. ભવાંનીશંકર કાળીદાસ માસ્તર | ,, |
| ૧ | રા. દલાભાઇ દ્વારકાંદાસ માસ્તર | ,, |
| ૧ | રા. રા. હરીલાલ નંદલાલ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. હરીલાલ કીરપારામ પંડયા વ. દા. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રાવસાહેબ. માણેકલાલ અજુભાઇ દેસાઇ | પારડી |
| ૪ | રા. રા. ગણપતરાય ગુલાબરાય દેસાઇ | સુરત |
| ૪ | રા. બા. મુકંદરાયજી મણીરાયજી | ,, |
| ૨ | રા. રા. વિદ્યારામજી મોતીરામજી | ,, |
| ૨ | રા. બા. નંદશંકર તુળજાશંકર | ,, |
| ૨ | રા. બા. દોલતરાયજી સંપતરાયજી | ,, |
| ૨ | રા. રા. રતીરામ મોતીરામ | ,, |
| ૨ | રા. રા. માણેકરામજી ઉમીયારામજી | ,, |
| ૧ | રા. રા. માધવરાય મહીપતરાય મેહેતા | ,, |
| ૧ | રા. રા. હરીવદનરામ મણીરામ મેહેતા | ,, |
| ૧ | રા. રા. લલીતારામ નરભેરામ | ,, |
| ૧ | રા. રા. મહાદેવપ્રસાદ તાપીપ્રસાદ દેસાઇ | ,, |
| ૧ | રા. રા. જ્યાશંકર લાલશંકર | ,, |
| ૧૦ | રા. રા. હરીપ્રસાદજી સંતોકરામજી દેસાઇ | ભાવનગર |
| ૫ | રા. રા. પુરૂષોતમરાય સુંદરજી ઝાલા. | જુનાગઢ. |
| ૧ | રા. રા. ગુલાબશંકર ઝવેરીચંદ વસાવડા | ,, |
| ૧ | રા. રા. હરીલાલ પ્રીતમલાલ વસાવડા | ,, |
| ૧ | રા. રા. રામજી હેમતરામ | ,, |
| ૨ | રા. રા. મોતીલાલ કુશળજી દ્વીવેદી. | ,, |



# જાહેર ખબર.

નીચે દર્શાવેલી ચોપડીઓ ગ્રંથ કર્તા પાસેથી તેમજ દર્શાવેલા એજંટો પાસેથી રોકડી કીંમતે મળશે. દસ અને તેથી વધારે નકલો રાખનારને સેંકડે દસ ટકા કમીશન મળશે એટલે કે દસે એક નકલ વધારે મળશે. બુકસેલરો એ પત્ર દ્વારાએ ખુલાસો કરવો.

| પુસ્તકનું નામ | કીંમત |
|---|---|
| સુબોધસાગર ... ... ... ... ... ... | ૦-૮-૦ |
| રેલરૂદન ... ... ... ... ... ... ... | ૦-૨-૦ |
| પુત્રોત્સવપોથી ... ... ... ... ... ... | ૦-૨-૦ |
| વરઘોડો ... ... ... ... ... ... ... | ૦-૦-૬ |
| ભીખશતક ... ... ... ... ... ... | ૦-૨-૦ |

૧ સારદા શતક
૨ સમસ્યા શતક
૩ વખતનું વાજુ અને ચાલતાનાં વધામણાં
૪ સુબોધક ગરબાવળી
૫ સદ્‌ગુણ વિવેચન
૬ કજોડા કથન
૭ નવરાશની ગંમત

} છપે છે

"સુબોધસાગર" ની એક નકલ મંગાવનારને રૂ. ૦-૧-૦ પોસ્ટેજ પડશે તે સિવાયના પુસ્તકની દરેક પ્રતના પોસ્ટેજના ૦-૦-૬ પડશે.

☞ મળવાનાં ઠેકાણાં

મુંબાઇ—માસ્તર ભવાનીશંકર કાળીદાસ કાલબાદેવીરોડ
સુરત—દેસાઇ ગણપતરાય ગુલાબરાય આમલીરાનમાં
ભરૂચ—બુકસેલર કાશીરામ જેભાઇ સલુણવાળા
વડોદરા-મુનશી ઇશ્વરરાય કલ્યાંણરાયજી બાજવાડામાં.
પેટલાદ-રા. રા. રતનલાલ શંકરભાઈ પાસેથી
નડીઆદ-"ન્યુ" ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાંથી.
અમદાવાદ-રા. રા. અચરતલાલ જીવણલાલ (રાયપુરમાં)
જુનાગઢ-રા. રા. મોતીલાલ કુશળજી દાક્તરસાહેબ પાસેથી
માહુધા—કર્તાની પાસેથી